# ભરતખંડનો ઇતિહાસ-સાર,

તથા એ દેશની

## ભૂગોળ.

( કઠણ શબ્દોના કોશ સહિત )

रची प्रसिद्ध करनार,

**ललिताशंकर लालशंकर व्यास.**

( ઍંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણ માટે
તથા ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા માટે. )

આવૃત્તિ પાંચમી ( પુષ્કળ સુધારા વધારા સહિત ).



ગીતિ.

ભરતખંડ આ તારૂં, ગયું નૂર શું ફરીથી મળવાનું !!
ક્યાં ને રજપૂત કેરૂં, શૌર્ય ઊંચું ! રે બધું દિસે સાણું !!

સુરત :

"મિશન" પ્રેસમાં છાપ્યો.

૧૮૯૧.



કિમ્મત ૧૦ આના.

# ભરતખંડનો ઇતિહાસ-સાર,

તથા એ દેશની

# ભૂગોળ.

( કઠણ શબ્દોના કોશ સહિત )


रची प्रसिद्ध करनार,

**ललिताशंकर लालशंकर व्यास.**


( ઍંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણ માટે
તથા ગુજરાતી છઠ્ઠા ધોરણની પરીક્ષા માટે. )

આવૃત્તિ પાંચમી ( પુષ્કળ સુધારા વધારા સહિત ).



ગીતિ.

ભરતખંડ ઓ તારૂં, ગયું નૂર શું ફરીથી મળવાનું !!
ક્યાં ને રજપૂત કેરૂં, શૌર્ય ઊંચું ! રે બધું દિસે સાણું !!


સુરત :

"મિશન" પ્રેસમાં છાપ્યો.

૧૮૯૧.




કિમ્મત ૧૦ આના.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક જ્યારે મેં પહેલવહેલું રચી પ્રસિદ્ધ કીધું ત્યારે મને ભાગ્યેજ એવી આશા હતી કે એ એની ચોથી આવૃત્તિએ પ્હોંચશે. કારણ કે એ પુસ્તકનો હેતુ એના જેવાં બીજાં પુસ્તકોથી કેવળ જૂદોજ હતો. આજ કાલ ઇતિહાસોની નોટ અસંખ્ય છપાયછે, તેમાં કેટલાક શિક્ષકોની શિક્ષણ પદ્ધતિ એવી હોય છે કે તે તમામ છોકરાને મ્હોડે કરાવવી કે પરીક્ષામાં પાસ થવાને કશી અડચણ ન પડે. એ હેતુથી આ "ઇતિહાસ-સાર" નો હેતુ કેવળ જૂદાજ પ્રકારનો છે તે એ કે કોઈ ઇતિહાસની તમામ અગત્યની બાબતોનું તેમનો અરસપરસનો સંબંધ કાયમ રાખી કેવળ દોહનજ કરી લેવું અને કોઈ પણ એવી અગત્યની બીના છોડી ન દેવી કે જેનો ઇસારો ન કીધો હોય; એવી રીતે કે જ્યારે મોટું પુસ્તક વાંચવામાં આવે ત્યારે તે બીનાનાં અંકુર વાંચનારના મનમાં ફુટીજ ચુક્યાં હોય. તેમજ પરીક્ષા વખતે શાનુંજ અગત્યનું શું છે તે માત્ર બે કલાકના દરમ્યાનમાં વાંચેથી તમામ બીના પાછી તેના મનમાં તાજી થાય. એ હેતુ કેટલે દરજ્જે પાર પડ્યો છે તેનું નિરાકરણ કરવાનું કામ સુજ્ઞ શિક્ષકોને સોંપુંછું.

આ આવૃત્તિમાં એવો ફેરફાર કરી નાખ્યો છે કે અમારી અંગ્રેજી ચોપડી "An Epitome of Indian History" (fourth edition) જે લાગલી ચોથા ધોરણમાં શરૂ કરવાની છે, તેને સમજતાં છોકરાઓને કંઈ પણ અડચણ પડે નહિ. એક તરફથી તેનુંજ ભાષાંતર છે એમ કહીએ તો ચાલે. એકંદર જોતાં આ આવૃત્તિ વધારે ટુંકી, ઉપયોગી અને સરળ થઈ છે.

ભૂગોળનું જ્ઞાન વિશેષ થાય અને તે વગર ઇતિહાસ બરાબર સમજી શકાતો નથી એવી અનુભવથી ખાત્રી હોવાને લીધે ફલાણી જગા ક્યાં છે તે દર્શાવવામાં આવ્યું છે. "ગવર્નર-જેનરલની કારકીર્દીની ટુંક હકીકત" છૂટી આપેલી છે. એ ઉપરાંત ઘણો ફેરફાર કરવામાં આવેલો છે તેથી આશા છે કે આ આવૃત્તિ પાછળની ત્રણે કરતાં અધિક ઉપયોગીપણું બતાવી આપશે. પાછલી ભૂગોળમાં સમાયલી હકીકત જે ઘણી ઝીણી માલમ પડી તે કહાડી નાખી છે.

સુરત, નાગરફળીયું,<br>
તા૦ ૧લી જુન, સને ૧૮૮૯.

લ૦ લા૦ વ્યાસ.

# સૂચના.

ઍંગ્લો-ગુજરાતી પ્હેલા, બીજા, અને ત્રીજા ધોરણોમાં જે ઇતિહાસ શિખવવામાં આવે છે તેને વાસ્તે એક સ્હેલી અને સરળ ભાષાવાળી, ટુંકી અને બધી મુખ્ય બાબતોનો સમાવેશ થયલો હોય એવી એક ચોપડીની ખોટ છે એવી ખાત્રી થવાથી તથા મારા ઘણા શિક્ષક મિત્રો તરફથી હું વારંવાર સાંભળતો આવ્યો છઉં કે સદહું ધોરણોનો ઇતિહાસ છોકરો પોતાની મેળે વાંચી સમજી તેમાં બનેલી બીના યાદ રાખી શકે અને તે તેને રમુજને બદલે બોજો થઈ ન પડે એવા એક ઇતિહાસની ખોટ છે. આસરે દસ વર્ષના અનુભવથી ન્હાની ઉમ્મરના છોકરાઓ કેટલો બોજ ઝીલી શકે છે તે અને જુદા જુદા પરીક્ષકો પોતપોતાની જુદી જુદી રસજ્ઞતાથી દોરવાઈ કેવી કેવી તરેહના પ્રશ્નો પરીક્ષામાં પૂછે છે તે ઘણુંક મારા જાણ્યામાં આવ્યું, સબબ, આ "**ભરતખંડના ઇતિહાસ-સાર**" ને મેં જન્મ આપ્યો. જેવા પુસ્તકની ખોટ છે તેવું આ છેજ એમ કહેવાની હું હિમ્મત ધરી શકતો નથી. પણ એટલું તો કહી શકું છું કે કુમળી વયના વિદ્યાર્થિઓને આ લઘુ પુસ્તકથી ઇતિહાસનો જે કંટાળો તથા શિક્ષકોને વારંવાર નોટ લખાવવાની માથાકૂટ, એ બે દરરોજે દૂર થઈ શકશે. પ્હેલી આવૃત્તિમાં સૂચવ્યા પ્રમાણે મારા શિક્ષક મિત્રોએ મને કેટલીક અગત્યની સૂચનાઓ કીધી તે ઉપર આ આવૃત્તિમાં પૂરતું લક્ષ દીધું છે, અને તે કારણથી એ વધારે ઉપયોગી થઇ પડશે એવી આશા છે.

પ્હેલા ધોરણને માટે ૫, ૭, ૮, ૯, ૧૧, ૧૨, ૧૩, ૧૫, ૨૩, તથા ૨૫મે પાને બાદશાહોનાં, ૨૬મે પાને મરેઠા રાજાનાં, ૨૯મે પેશ્વાઓનાં તથા ૮૦મે પાને ગવર્નર-જેનરલોનાં નામ અને વરસ આપેલાં છે તે અને ૧૨૦મે પાનેથી યુદ્ધો તથા છેલ્લે વરસવાર બીના આપેલી છે તે શિખવવી બસ છે.

બીજા ધોરણને માટે પ્હેલાં ૩૧ પાનાં (બાલાજી બાજીરાવના મરણ સુધી) તથા છઠ્ઠા પ્રકરણમાં પાને ૩૯–૪૮ સુધી (પટનાના બીજા યુદ્ધ સુધી).

ત્રીજા ધોરણને માટે બાકીનો ભાગ ૮૦ પાનાં સુધીનો શિખવવો.

એ પુસ્તકમાં મેં પુરવણી દાખલ કીધી છે. તેમાં પ્રખ્યાત માણસોનું ટૂંક વૃત્તાન્ત અને મુખ્ય વિગ્રહોનાં કારણ તથા તે માંહેલાં યુદ્ધો બનેલાં

છે. એના પછી મુખ્ય કરારો તથા રાજ્યદ્વારી ફેરફારો આપેલા છે. પછી અંગ્રેજોને કયો પ્રાંત કયા વરસમાં અને કોની પાસેથી મળ્યો એ અગત્યના ચૂંટી કહાડી લખ્યા છે. એ પૂરૂં થયા બાદ યુદ્ધો તથા વરસવાર બીના લખવામાં આવી છે. એ બધી બાબતો છોકરાઓને પુનરાવર્તન કરવામાં ઘણી ઉપયોગી થઈ પડશે.

છેલ્લે મારી વિનંતિ છે કે સુજ્ઞ વાંચનારાઓ આ પુસ્તકમાં નજર ચૂકથી રહી ગયલી ભૂલ સુધારી વાંચશે.

સુરત, નાગરફળીયું.
તા૦ ૧લી ફેબ્રુઆરી, ૧૮૮૫. } **ल० ला० व्यास.**

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આગલી બે આવૃત્તિઓની નકલ તમામ ખપી જવાથી આ આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે. એ ઉપરથી મારી ખાત્રી થાય છે કે છોકરાઓની એ વિષયમાં અડચણ દૂર થયલી છે, અને જે જે તેઓને ઊપયોગનું છે તે યથાસ્થિત આ ચોપડીમાં આવેલું છે, તેમ ત્રીજા ધોરણ સુધીમાં જેટલું જોઈએ તેની સીમા આળંગી નથી. મારા કેટલાક મિત્રોની સૂચના ઉપરથી આ આવૃત્તિમાં "**ભરતખંડની સવિસ્તર ભુગોળ**" ઉમેરી એને વિશેષ ઉપયોગી કીધી છે. તેમજ વાંચનારને જાણાવવામાં આવે છે કે પ્હેલા ત્રણ ધોરણોમાં ઊપયોગી એવી "**જગત્‌ની ભુગોળ**" પણ ઇલાહીદી પ્રસિદ્ધ કીધી છે.

સુરત નાગરફળીયું,
તા૦ ૧લી આગષ્ટ, ૧૮૮૬. } **ल० ला० व्यास.**

## ગીતિ.

ઈતિહાસો દરશાવે, અનુભવનાં ફળ અનેક દૃષ્ટાંતે,
પૂર્વે જન કયમ વરત્યું, થયું તેનું શું પરિણામ અંતે.
નાનાવિધનાં રાજ્યો, ઉત્પન થઈને થયાં અતિ દિપતાં.
કો સ્થિતિ કૂડી પામ્યાં, કો લય પામ્યાં અરિસું જુધ કરતાં.
સદાચરણનાં કેવાં-મિષ્ટ, કટુ, દુષ્ટ આચરણકેરાં,
ફળ વળી અતિ મદનાં, લોભ વિષયનાં જણાવિ દે જનનાં.
સંપત ક્ષણુ એકમાં જાય, પડે જન વિપત્તિ સાગરમાં,
નીતિ નૌકા તારે, આ ભવમાં તે શિખાડી દે પળમાં.
પ્રિય જન વાંચી ગ્રંથો, ઈતિહાસોથી લઈ રૂડું જ્ઞાન,
માર્ગ સુધો આલી, મેળવવં ખંતથી અમર માન.

# ભરતખંડનો ઈતિહાસ-સાર.

## प्रकरण १ लुं.

### મુસલમાનોએ હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કીધી તે પહેલાંની હકીકત.

આર્ય લોકોના રાજ્યની હકીકત.—દેશી ગ્રંથકર્ત્તાઓએ હિંદુસ્તાનને ભરત રાજા ઉપરથી ભારતવર્ષ (ભરતખંડ) એ નામ આપ્યું છે. એ ભરત રાજાએ આખા દેશ ઉપર રાજ્ય કીધું હતું એમ કહેવાયછે. એ દેશના મૂળ વતનીઓ ભીલ, કોળી, ગોંડ, મીના, ચૂઆર વગેરે હતા. તેઓના વંશજો સોન, નર્મદા અને મહાનદીની આસપાસનાં જંગલોમાં, સર્ગુજા ટેકરી ઉપર, અને છોટા નાગપુરમાં હજી રહેછે. આર્ય હિંદુઓ અસલ મધ્ય એશ્યામાં રહેતા હતા. તેઓએ સિંધુનદ ઓળંગીને દિલ્હીના વાયવ્ય કોણમાં ૧૦૦ માઈલ સુધીનો નાનો પ્રદેશ પોતાના સ્વાધીનમાં લીધો. ત્યારપછી બ્રાહ્મણો ગંગા અને જમના નદીના ઉત્તર તરફના પ્રદેશમાં આવી વસ્યા હશે એમ માલમ પડેછે. આર્ય લોકોનું જૂનામાં જૂનું ધર્મપુસ્તક વેદ છે. તેનો સંગ્રહ વ્યાસે કીધો હતો (ઈ. સ. પૂ. ૧૪૦૦). ત્યારપછી મનુસ્મૃતિ નામનું પુસ્તક આસરે ઈ. સ. પૂ. ૯૦૦ વર્ષ ઉપર રચાયું. એમાં વ્યવહાર અને ધર્મ સંબંધી નિયમોનો સંગ્રહ કીધો છે. એ પુસ્તકનો રચનાર મનુ હતો. એણે લોકોના ચાર વર્ગ પાડ્યા—બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર. સૂર્ય અને ચંદ્રવંશી રાજા અયોધ્યામાં ઉત્પન્ન થયા ત્યારથી પુરાણોની કથા શરૂ થઈ. સૂર્યવંશમાં રામ ઘણો શૂરવીર પુરૂષ થઈગયો. એની કથા આદિકવિ

વાલ્મિકીએ રચેલા રામાયણ નામના વીરરસ કાવ્યમાં કહેલી છે. રામે પોતાનું લશ્કર દક્ષિણમાં દોરયું અને રફતે રફતે સિંહલદ્વીપ જીતી લીધો (ઈ. સ. પૂ. ૧૨૦૦). ચંદ્રવંશી રાજાઓના ચરિત્રનું વર્ણન મહાભારતમાં કીધું છે. ઘણા પ્રાચીન કાળમાં હસ્તિનાપુરના રાજા ભરતને બે પુત્ર હતા—પાંડુ અને ધૃતરાષ્ટ્ર. પાંડુને પાંચ પુત્ર હતા—યુધિષ્ઠીર, ભીમ, અર્જુન, નિકુળ અને સહદેવ. ધૃતરાષ્ટ્રને સો પુત્ર હતા. તેઓ કૌરવો કરીને કહેવાતા. દિલ્હીની પાસે હસ્તિનાપુરની ગાદીને માટે એ બન્ને કુટુંબો વચ્ચે વાંધો ઊઠયો (ઈ. સ. પૂ. ૧૪૦૦–૧૩૦૦ને સુમારે). કૃષ્ણે પાંડવોનો પક્ષ લીધો. હાલ સ્થાનેશ્વર છે તેની નજદીક કુરૂક્ષેત્ર આગળ એક ભારી યુદ્ધ થયું. તેમાં પાંડવોનો જય થયો. મહાભારતમાં લખ્યું છે કે એ ઝઘડા વખતે સહદેવ રાજા મગધ (બહાર પ્રાંત) માં રાજ્ય કરતો હતો. તેનો પાંત્રીસમો વંશજ અજાતશત્રુ કરીને હતો. તેના રાજ્યમાં બૌદ્ધ ધર્મનો સ્થાપનાર ગૌતમ* થયો. અજાતશત્રુથી છઠ્ઠો વંશજ નંદ થયો અને નંદથી નવમો ચંદ્રગુપ્ત. એને યુનાની લોકો સૅન્ડ્રાકોટસ કહેછે. ચંદ્રગુપ્તથી ત્રીજો વંશજ અશોક†

* એ ઈ. સ. પૂ. ૫૯૮ માં જન્મ્યો હતો. એના બાપનું રાજ્ય અયોધ્યાની ઉત્તર તરફ હતું. ઘડપણ, રોગ અને મરણના દેખાવો નજરે પડવાથી એના મનમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો અને એ ત્રીસ વર્ષની વયે ઘરબારનો ત્યાગ કરી મુક્તિમાર્ગ શોધવાને વનમાં ગયો. મુનિઓ પાસે જ્ઞાન મેળવી એ ત્યાંથી નીકળી ઠામેઠામ ઉપદેશ કરવા લાગ્યો અને ઘણાને એના શિષ્યો કીધા. એ ઈ. સ. પૂ. ૫૪૩માં મરણ પામ્યો. એને "બુદ્ધ" એટલે જ્ઞાની કહેતા.

† એ ઈ. સ. પૂ. ૨૬૩માં ગાદીએ બેઠો. એણે ૪૦ વર્ષ રાજ્ય કીધું. એના રાજ્યની હદ પશ્ચિમમાં પેશાવર અને કાશ્મીરથી સુરત સુધી હતી અને પૂર્વમાં બંગાળા, ઓરિસ્સા અને તૈલંગણ સુધી હતી. એના વખતમાં બૌદ્ધ ધર્મનો આખા ભરતખંડમાં જય થયો. એણે માગધી ભાષામાં એ ધર્મનાં શાસ્ત્ર રચાવ્યાં, તથા સાર્વજનિક કાર્યો કરયાં—કૂવા, વાવ, તળાવ, ધર્મશાળા વગેરે બંધાવ્યાં.

ફરીને થઇ ગયો. એણે બૌદ્ધ ધર્મને રાજધર્મ કર્યો. બારમા સૈકાની સમાપ્તિ પહેલાં બ્રાહ્મણોએ એ ધર્મનું જડમૂળ કહાડયું. દક્ષિણમાં એ ધર્મનો સૌથી કટ્ટો શત્રુ શંકરાચાર્ય આઠમી કે નવમી સદીમાં થઇ ગયો. જૈન ધર્મની ઉત્પત્તિ આસરે ઇ. સ. ૬૦૦માં કહેવાય છે. જૈન લોકોમાં ન્યાત હોયછે અને કેટલાક સાધુઓ જેઓને તેઓ દેવથી શ્રેષ્ઠ ગણેછે તે તીર્થંકરને નામે ઓળખાય છે.

**પરદેશી સ્વારીઓ.**—ઇરાનનો રાજા ડરાયસ હિસ્તાસ્પિસ ઇ० સ० પૂ० ૫૨૮માં સાયરસ રાજાની ગાદીએ બેઠો, અને જ્યારથી તેણે પશ્ચિમમાંથી આવીને હિંદુસ્તાન ઉપર સ્વારી કીધી ત્યારથી એ દેશની ભરોસો રાખવા લાયક હકીકત છે. એ મોટું લશ્કર લઇ સિંધુનદ ઓળંગી આવ્યો અને એ નદીના કાંઠા ભણી આવેલા પ્રદેશોને પોતાના મહાન્ રાજ્ય સાથે સંયોજી દીધા. જીતાયલા પ્રદેશોને ખંડણી આપતા કીધા.

ઇ० સ० પૂ० ૩૨૭ માં મહાન્ સિકંદરે હિંદુસ્તાન ઉપર સ્વારી કીધી. તેણે ત્યાંના પોરસ રાજાનો જહેલમ નદીના કિનારા ઉપર પરાભવ કીધો અને તેને કેદ પકડયો. એમ છતાં તેણે ઉદારપણે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું. પોરસને હરાવ્યા પછી સિકંદરે પંજાબ પ્રાંત જીત્યો અને ગંગા નદી તરફ જવાની ઇચ્છા કીધી, પણ તેના લશ્કરે થાકથી અને ભયથી છેક નબળી હાલતમાં આવી જવાથી આગળ વધવાની ના પાડી, તેથી તે પોતાને દેશ પાછો ફર્યો.

સિકંદરના મરણ પછી તેનો એક સરદાર સેલ્યૂકસ મોટું લશ્કર લઇને સિંધુનદ ઓળંગી આવ્યો. મગધનો રાજા ચંદ્રગુપ્ત એની સામા થયો. સેલ્યૂકસે જય મેળવ્યો, પણ આખરે બન્ને વચ્ચે સલાહ થઇ. ચંદ્રગુપ્તના વંશમાં તેની દસ પેઢી સુધી રાજ્ય રહ્યું. તેની પછી ત્રણ શૂદ્ર વંશ થયા. તેમાં છેલ્લા વંશ આંધ્રની સમાપ્તિ ઇ० સ० ૪૩૬ માં થઇ.

ઇ० સ० પૂ० ૧૮૧ થી ૧૬૧ સુધી હિમાલયના વાયવ્ય કોણમાં બાક્ટ્રિઆ દેશમાં ગ્રીક રાજ્ય હતું ત્યાંના લોકોએ ભરતખંડ ઉપર સ્વારીઓ કરી.

એમાંની કેટલીક પૂર્વમાં મથુરા અને અયોધ્યા સુધી અને કેટલીક દક્ષિણમાં સિંધ અને કચ્છ સુધી પહોંચેલી હતી. પણ એ લોકોએ કોઈ રાજ્ય સ્થાપ્યું નહોતું.

ઈ૦ સ૦ પૂ૦ ૧૦૦ થી ઈ૦ સ૦ ૫૦૦ સુધી ઉત્તર ભણીથી કોઈ નવી જાતના લોકો મધ્ય એશ્યામાં થઈ ભરતખંડ ઉપર સ્વારીઓ કરતા. એ લોકોનું બરાબર નામ ન હોવાથી તેઓ **શક** અથવા **સિથિઅન** કહેવાય છે. તેઓએ ભરતખંડના પશ્ચિમ ભાગમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું.

**પ્રાચીન હિંદુ રાજા—વિક્રમાદિત્ય.** એ ઉજ્જયનનો રાજા હતો. એણે ઈ૦ સ૦ પૂ૦ ૫૬ માં રાજ કરવા માંડયું. એણે બ્રાહ્મણનો ધર્મ ચલાવ્યો અને પોતાના રાજ્યમાં વિદ્વાન પુરૂષોને બોલાવ્યા. એ વિદ્વાનોમાં સૌથી પ્રખ્યાત પુરૂષ **કાલિદાસ** હતો. એણે પ્રખ્યાત **શકુન્તલા** નાટક રચ્યો છે. વિક્રમે શક લોકોનાં ધાડાં જે પોતાના રાજ્ય ઉપર ચઢી આવતાં હતાં તેને પાછાં હઠાવી કહાડયાં. એનાં એવાં પરાક્રમોથી એનો હાલ **સંવત્** ચાલેછે. વિક્રમની ઘણી પેઢીપછી ભોજરાજા થયો. તેણે અગીઆરમા સૈકાની આખરસુધી રાજ્ય કીધું. **શાલિવાહન**—એ કુંભારનો છોકરો હતો. એની રાજધાની ગોદાવરીને કાંઠે પૈઠણ છે ત્યાં હતી. એ શક લોકોની સામો થયો. એણે બ્રાહ્મણોનું બૌદ્ધના જુલમથી રક્ષણ કીધું, માટે એના માનાર્થે તેઓએ એનો શક ચલાવ્યો, સને ૭૮.



# प्रकरण २ जुं.

## પ્રાચીન મુસલમાનોની સ્વારીઓ.

**મહમદ કાસમની સ્વારી**— સને ૭૧૨ માં સિંધના દાહીર નામના રાજાએ કોઈ આરબ લોકનાં વહાણો લૂટીલીધાં હતાં તેની નુકસાની ભરી લેવાને તેઓનો સરદાર **મહમદ કાસમ** મોટો કાફલો લઈને આવ્યો. દાહીર રણમાં પડયો અને કાસમે સિંધ દેશ જીતી લઈ ત્યાં પોતાનાં થાણાં બેસાડયાં. એને સને ૭૧૪ માં પાછો બોલાવી લીધો અને ગર્દન માર્યો. સને ૭૫૦ માં રજપૂતોએ સિંધમાંથી મુસલમાનોને કહાડી મૂકયા.

**અલપ્તગિન** જે આગળ કોઈએક તુર્કી ગુલામ હતો તેણે દસમી સદીમાં અફઘાનીસ્તાનમાં **ગીજની** શેહેરમાં રાજ્ય સ્થાપ્યું. તે ઈ૦ સ૦ ૯૭૬ માં મરણ પામ્યો. એનો **સબક્તગિન** કરીને ગુલામ હતો તે એની છોકરી સાથે પરણ્યો અને એની પછી બાદશાહ થયો. એણે **ગીજની વંશ** સ્થાપ્યો. આ સબક્તગિનને પોતાની પડોસના લાહોરના હિંદુ રાજા જયપાળ સાથે લડાઈ થઈ. સબક્તગિને તેને હરાવ્યો અને પેશાવરમાં પોતાનું થાણું કરયું. સબક્તગિન ઈ૦ સ૦ ૯૯૬ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો મહુમૂદ ગાદીએ બેઠો.

---

# अफघान वंश, ९९६–१५२६ सुधी.

## ગીજની વંશ, ઈ૦ સ૦ ૯૯૬–૧૧૮૬:–૧૯૦ વર્ષ.

| | |
|---|---|
| મહુમૂદ..............૯૯૬ થી ૧૦૩૦. | ઈબ્રાહીમ...........૧૦૫૮ થી ૧૦૯૮. |
| મહમ્મદ............૧૦૩૦ ,, ૭ માસ. | મસાઊદ ૨ જો......૧૦૯૮ ,, ૧૧૧૮. |
| મસાઊદ ૧ લો......૧૦૩૦ ,, ૧૦૪૦. | આર્સલાન .........૧૧૧૮ ,, ૧૧૨૧. |
| મોદુદ................૧૦૪૦ ,, ૧૦૫૧. | બહેરામ............૧૧૨૧ ,, ૧૧૫૨. |
| અબદુલ રશીદ......૧૦૫૧ ,, ૧૦૫૨. | ખુશરૂ...............૧૧૫૨ ,, ૧૧૫૯. |
| ફરૂકસાદ..........૧૦૫૨ ,, ૧૦૫૮. | ખુશરૂ મલેક........૧૧૫૯ ,, ૧૧૮૬. |

**સુલતાન માહુમૂદ ગીજની, ૯૯૬–૧૦૩૦.**—એ સને ૯૬૭ માં જન્મ્યો હતો. એ મહાન યોદ્ધો હતો. એની લૂટફાટ કરવાની ઇચ્છા અને મુસલમાની ધર્મ ફેલાવવાના લોભથી એણે ભરતખંડ ઉપર ચડાઈ કરી. એણે પહેલી સ્વારી ૧૦૦૧ માં કીધી. તેમાં એણે લાહોરના રાજા જયપાળને પેશાવર આગળ હરાવ્યો, તેને કેદ પકડ્યો, અને સતલજ નદી ઓળંગી હિંદુસ્તાનમાં આવ્યો, અને પછી પાછો ગીજની ગયો. જયપાળ આવી આફતોથી કંટાળી પોતાના છોકરા **અનંગપાળને** રાજ્ય સોંપી પોતે બળી મૂઓ. મહમૂદે **બીજી સ્વારી** ૧૦૦૪ માં મુલતાનની પાસે ભાટીઆના રાજા ઉપર કરી. **ત્રીજી સ્વારી** મુલતાનના સરદાર **અબુલ ફતેહ લોદી** ઉપર ૧૦૦૫માં કરી. એણે **ચોથી સ્વારી** ૧૦૦૮માં **અનંગપાળ** ઉપર કરી તે વધારે જાણવા જોગ છે.

એ અનંગપાળ આસપાસના રાજાઓ સાથે સંપ કરી એની સામા લશ્કર લઈ ગયો, પણ મહમૂદનો જય થયો. પછી તે નાગરકોટના દહેરા તરફ ચાલ્યો. તે દહેરામાં દ્રવ્ય ઘણું હતું. એ દહેરૂં એણે લુટી લીધું અને પુષ્કળ દ્રવ્ય સહિત પાછો ગીજની ગયો. પાંચમી સ્વારી ૧૦૧૦માં કરી. આ વખતે એણે મૂલતાન લીધું. સને ૧૦૧૪ માં એણે છઠ્ઠી સ્વારી સ્થાનેશ્વર ઉપર કીધી અને તે શેહેર લુટી લીધું. એણે સાતમી અને આઠમી સ્વારીઓ કાશ્મીર ઉપર (૧૦૧૪–૧૦૧૫) કીધી. આ સ્વારીઓમાં એને ઘણી મુશીબતો પડી. એની નવમી સ્વારી (૧૦૧૭) બહુ જબરી હતી. ભરતખંડના મધ્ય ભાગમાં પેસવાનો નિશ્ચય કરી તેણે કનોજમાં પ્રવેશ કીધો. ત્યાંનો રાજા મહમૂદને શરણ થયો. મહમૂદે પછી તુરતજ મથુરા લુટ્યું. એણે પોતાની દસમી સ્વારી સને ૧૦૨૨માં અને અગીઆરમી ૧૦૨૩માં કલંજરના રાજા ઉપર કીધી, પણ તેમાં એ કાંઈ ફાવ્યો નહિ. એની દસમી સ્વારી વખતે અનંગપાળનો છોકરો બીજો જયપાળ એની સામો થયો અને તેનું પરીણામ એ થયું કે મુસલમાનોએ લાહોરમાં પોતાનું થાણું સ્થાયી કીધું અને ત્યાં એક સૂબો રાખવામાં આવ્યો. આ પ્રમાણે ભરતખંડમાં મુસલમાન રાજ્યની સ્થાપના થઈ. મહમૂદે પોતાની છેલ્લી અને બારમી સ્વારી સને ૧૦૨૪માં ગુજરાતમાં કીધી. તેમાં સોરઠી સોમનાથના પ્રખ્યાત દહેરાનો નાશ કર્યો, અને બેસુમાર દ્રવ્ય લઈ ગયો. ગુજરાતમાં એકાદ વર્ષ રહીને તે પાછો ગીજની ગયો. ત્યાં તે ૧૦૩૦માં મરણ પામ્યો. એ ચાલાક, અગમચેતીવાળો, અને સાહસિક પુરૂષ હતો. શાહનામા (પાદશાહના ચરિત્રનું પુસ્તક)નો રચનાર પ્રખ્યાત ફરદુશી એના દરબારમાં પ્રસિદ્ધ થયો.

હવે મહમૂદના મરણ પછી રાજગાદીને સારૂ એના બે જોળીઆ છોકરા મહમ્મદ અને મસાઉદ વચ્ચે વાંધો ઉઠયો. પહેલો ગાદી ઉપર બેઠો, પણ તેને મસાઉદે તરતજ પદભ્રષ્ટ કરી તેની આંખો ફોડી નાખી અને પોતે ગાદી પચાવી પડયો. એને પણ પદભ્રષ્ટ કીધો અને આંધળા મહમ્મદને પાછી ગાદી મળી. સને ૧૦૪૦માં મસાઉદના છોકરા મૌદુદે

પોતાના હરીફોને હરાવ્યા અને પોતે સુલતાન થયો. એજ વર્ષમાં દિલ્હીના રાજાએ મુસલમાનોને લાહોર સિવાય દરેક કિલ્લામાંથી કહાડી મૂકયા. પહેલા મહમૂદના સૌથી મોટા છોકરા સુલતાન અબદુલ રશીદે ૧૦૫૧ માં પંજાબ મેળવ્યું. એની પછી ફરૂકસાદ, ઈબ્રાહીમ, મસાઉદ ૨ જો, આર્સલાન, બહેરામ, ખુશરૂ, અને ખુશરૂ મલેક એ બાદશાહ થયા તે જાણવા જોગ નથી. રજપૂતોએ એકવાર ફરીથી પંજાબ મેળવવાને પ્રયત્ન કીધું, પણ ફાવ્યા નહિ. આખરે સને ૧૧૮૬ માં મહમૂદ ગીજનીના વંશના છેલ્લા બાદશાહ ખુશરૂ મલેકને શાહબુદ્દીન અથવા મહમ્મદ ઘોરીએ પકડીને મારી નાંખ્યો.

---

## ઘોરી વંશ, ૧૧૮૬–૧૨૦૬:–૨૦ વર્ષ.

### શાહબુદ્દીન ઉર્ફે મહમ્મદ ઘોરી, ૧૧૮૬–૧૨૦૬.

**શાહબુદ્દીન ઉર્ફે મહમ્મદ ઘોરી**—એણે આ વંશમાં એકલાએજ રાજ્ય કીધું. ભરતખંડમાં મુસલમાન રાજ્યનો ખરેખરો સ્થાપનાર એ હતો. સને ૧૧૮૬ માં એણે લાહોર જીત્યું. ૧૧૯૧ માં એણે અજમેરના પૃથ્વીરાજ સાથે પાણીપતનાર મેદાનમાં યુદ્ધ કીધું, પણ એમાં તે હાર્યો. પછી તે ગીજની ગયો અને મોટું લશ્કર એકઠું કરીને સ્થાનેશ્વર[1] આગળ સને ૧૧૯૩ માં પાછો પોતાના શત્રુ સામા થયો. તેણે રજપૂત રાજા પૃથ્વીરાજને હરાવી તેને કેદ પકડયો અને તેને મારી નાખ્યો. પછી અજમેર લઈ તે લૂટયું. ત્યારબાદ મહમ્મદ પોતાના ગુલામ કુતબુદ્દીનને સૂબો મૂકીને પાછો ગીજની ગયો. બીજે વરસે તે પાછો આવ્યો, અને કનોજના રાઠોડ રાજા જયચંદને હરાવી કનોજ અને કાશી લીધાં. પછી એણે ગુજરાત, અયોધ્યા, બંગાળા અને બહાર એ પ્રાંતો જીત્યા; અને ૧૨૦૬ માં એનું મરણ થયું ત્યાર પહેલાં માળવા સિવાય લગભગ આખા હિંદુસ્તાન ઉપર મુસલમાનોનું સ્થાયી રાજ્ય સ્થપાયું.

---

૧ દિલ્હીની પાસે.

# ગુલામ વંશ, ૧૨૦૬–૧૨૮૮:–૮૨ વર્ષ.

| | |
|---|---|
| કુતબુદ્દીન ........૧૨૦૬ થી ૧૨૧૦. | બહેરામ..........૧૨૩૯ થી ૧૨૪૧. |
| આરામ...........૧૨૧૦ ,, ૧૨૧૧. | અલાઉદ્દીનમસાઉદ.૧૨૪૧ ,, ૧૨૪૬. |
| અલ્તમશ .........૧૨૧૧ ,, ૧૨૩૫. | નાસિરૂદ્દીન મહમૂદ.૧૨૪૬ ,, ૧૨૬૬. |
| રૂકનુદ્દીન .........૧૨૩૫ ,, ૭ માસ. | બલબન...........૧૨૬૬ ,, ૧૨૮૬. |
| રજીઆબેગમ ...૧૨૩૬ ,, ૧૨૩૯. | કૈકુબાદ...........૧૨૮૬ ,, ૧૨૮૮. |

**કુતબુદ્દીન, ૧૨૦૬–૧૦.**— મહમ્મદ ઘોરીને કોઈ છોકરો નહોતો તેથી એનો માનીતો ગુલામ કુતબુદ્દીન દિલ્હી અને તેના તાબાના પ્રાંતોનો કબજો રાખી રહ્યો. આથી તેને **દિલ્હીનો પહેલો મુસલમાન બાદશાહ** કહીએ તો ચાલે. તેણે વીસ વર્ષ સૂબા તરીકે અને મહમ્મદ ઘોરીના મરણ પછી ચાર વર્ષ સ્વતંત્રપણે રાજ્ય ચલાવ્યું. તે ૧૨૧૦માં મરણ પામ્યો. એ મોટો લડવૈયો હતો. એ પોતાની પ્રજા ઉપર ઉદારતાથી અને પોતાના પાદશાહ સાથે નિમકહલાલીથી વર્ત્યો હતો. દિલ્હીમાં લગભગ ત્રણસેં ફુટ ઊંચો **કુતુબ મિનાર** એની યાદગીરીની નિશાની છે. એના છોકરા **આરામે** એક વરસ રાજ્ય કીધું. પછી કુતબુદ્દીનના ગુલામ જમાઈ અલ્તમશે તેને પદભ્રષ્ટ કીધો, ને પોતે ગાદીએ બેઠો, ૧૨૧૧. એના વખતમાં **જેંઘિસખાં** નામનો મુગલ સરદાર મોટી ફોજ લઈને કોઈ અફઘાન બાદશાહની પૂઠે હિંદુસ્તાન ઉપર આવ્યો, પણ સિંધુનદ આગળથી તે પાછો વળ્યો. અલ્તમશે રજપૂત સંસ્થાનમાં રણથંભોરનો કિલ્લો, ગ્વાલિયર અને ઉજ્જન સર કર્યાં. એ સને ૧૨૩૫માં મરણ પામ્યો. એ આ વંશમાં સૌ બાદશાહોથી મોટો હતો. એના પછી એનો છોકરો **રૂકનુદ્દીન** ગાદીએ બેઠો. એને સાત માસમાં એની બ્હેન **રજીઆબેગમે** પદભ્રષ્ટ કીધો અને પોતે રાજ્ય કરવા લાગી, ૧૨૩૬. રજીઆબેગમ રૂપાળી અને ભણેલી સ્ત્રી હતી, અને હોંશીઆરીથી અને ચતુરાઈથી રાજ્ય કરતી હતી. આમ છતાં એણે એક આબિસિનિયાના જમાલ નામના સખ્સ સાથે ઘણી પ્રીતિ બાંધી. આથી કરીને ઉમરાવો એની ઉપર ગુસ્સે થયા અને તેઓએ એની સામું બંડ

ઉઠાવ્યું, તેમાં એ અને એનો ધણી બન્ને હારી ગયાં ને માર્યાં ગયાં, ૧૨૩૯. એનો ભાઈ બહેરામ એની પછી ગાદીએ બેઠો. એ કાચો અને નિર્દય હતો. આ સમયે મુગલોએ લાહોર ઉપર ચડાઈ કરી અને બ્હેરામને એના સિપાઈઓએજ કેદ પકડી મારી નાખ્યો, ૧૨૪૧. પછી રૂકનુદ્દીનનો છોકરો અલાઉદ્દીન મસાઉદ ગાદીએ બેઠો. એના રાજ્યમાં મુગલોના બે હુમલાઓને હઠાવી કહાડવામાં આવ્યા. પાંચ વર્ષ રાજ્ય કર્યા પછી એને પદભ્રષ્ટ કીધો, ૧૨૪૬. એના પછી અલ્તમશનો પૌત્ર નાસિરૂદ્દીન મહમૂદ ગાદીએ બેઠો. તે ફકીરની માફક રહેતો હતો. એ કિતાબોની નકલો કરી જે પૈસા આવે તેમાંથી પોતાનો બધો ખરચ ચલાવતો. એ કોઈ ચાકર નફર રાખતો નહિ અને એની બેગમના હાથનું રાંધેલું જમતો. મુગલો હુમલાઓ કર્યા કરતા, પણ તે સઘળાને તે ફતેહમંદીથી હઠાવી કહાડતો. તે ૧૨૬૬ માં મરણ પામ્યો. એની પછી બલબન ગાદીએ બેઠો. તેણે ૧૨૮૬ સુધી રાજ્ય કીધું. બલબનનો બીજો છોકરો બઘરાખાન અથવા બકારાખાન કરીને હતો. તે બંગાળાનો સૂબો હતો. એનો છોકરો કૈકુબાદ પોતાના દાદાની પછી ગાદીએ બેઠો. અને એનો વજીર નિજામુદ્દીન જેટલું પાણી પાય તેટલું પીતો. તે એને દરેક દુર્ગુણમાં ઉત્તેજન આપતો. એને ૧૨૮૮ માં ખીલજી લોકોના સરદાર જલાલુદ્દીને મારી નાખ્યો.

---

## ખીલજી વંશ, ૧૨૮૮–૧૩૨૧:–૩૩ વર્ષ.

| | |
|---|---|
| જલાલુદ્દીન.........૧૨૮૮ થી ૧૨૯૫. | મુબારક............૧૩૧૬ થી ૧૩૨૦. |
| અલાઉદ્દીન ......૧૨૯૫ ,, ૧૩૧૫. | ખુશરૂ ............૧૩૨૦ ,, ૧૩૨૧. |
| ઉમર................૧૩૧૫ ,, ૧૩૧૬. | |

જલાલુદ્દીન ખીલજી ઉર્ફે ફિરોજશાહે કૈકુબાદના નાના બાળકને મારી નાખ્યો અને પોતે ગાદીએ બેઠો એમ ધારવામાં આવે છે. એના રાજ્યની મુખ્ય બીના એ બની કે એના ભત્રીજા અલાઉદ્દીન ખીલજીએ દક્ષિણ ઉપર ચડાઈ કરી અને ઈલીચપુર લઈ તે લુટી લીધું. ત્યાંથી

પાછા આવીને એણે એના કાકા જલાલુદ્દીનને ૧૨૯૫માં મારી નાખ્યો, અને દિલ્હીના તખ્ત ઉપર બેઠો.

અલાઉદ્દીન— એના જુલમી અને ઘાતકી સ્વભાવને લીધે એનું નામ 'ખૂની' પડ્યું. એણે પહેલવહેલાં જલાલુદ્દીનના બે છોકરાને મારી નાખ્યા. સને ૧૨૯૭ માં એણે પોતાના સરદાર અલફખાં તથા નાસરતખાંને ગુજરાત જીતવા મોકલ્યા. તેઓએ એ પ્રાંત જીતી લઈ પાટણનો તદન નાશ કીધો. ત્યાંનો રાજા કરણ દક્ષિણમાં નાસી ગયો તથા તેની ખૂબસુરત રાણી કમળાદેવી મુસલમાનોના હાથમાં ગઈ. ગુજરાતની આ જીતમાં ખંભાતથી મલેક કાફૂર નામનો એક ખૂબસુરત ગુલામ પકડાયો. એ કાફૂર પાદશાહનો માનીતો થઈ પડવાથી જલદીથી ઊંચા પદીએ પહોંચ્યો. સને ૧૨૯૮ માં મુગલોએ હિંદુસ્તાન ઉપર ભારે ચડાઈ કરી, પણ અલાઉદ્દીને તેમને હઠાવી કહાડ્યા. સને ૧૩૦૦ માં અલાઉદ્દીને રણથંભારનો કિલ્લો તથા ૧૩૦૩ માં ચિતોડગઢ લીધા. આ પ્રમાણે ઉત્તરમાં જીત કીધા પછી એણે દક્ષિણ જીતવાનો મનસુબો કીધો. સને ૧૩૦૩માં એના સરદાર કાફૂરે તેલંગણની રાજધાની વરંગુળ ઉપર ચડાઈ કરી તથા સને ૧૩૦૬માં માળવા અને ખાનદેશ લીધા. સને ૧૩૦૪–૫ માં મુગલોએ હિંદુસ્તાન ઉપર મોટી સ્વારીઓ કરી, પણ તેઓને હારીને પાછા જવું પડ્યું.

સને ૧૩૦૬ માં મલેક કાફૂરે દક્ષિણમાં સ્વારી કરી મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ ( દોલતાબાદ ) જીતી લીધું અને કરણની છોકરી દેવળદેવી જે ત્યાંના રાજા રામદેવના છોકરા સાથે પરણવાની હતી તેને કેદ પકડી દિલ્હી મોકલી દીધી. સને ૧૩૦૯ માં એણે વરંગુળ ઉપર પાછી ચડાઈ કરી ત્યાંના રાજા પાસે ખંડણી લીધી. સને ૧૩૧૦–૧૨ માં એણે કર્ણાટક તથા મલબાર ઉપર ચડાઈ કરી છેક કન્યાકુમારી સુધી જીત મેળવી. સને ૧૩૧૫માં એણે પોતાના બાદશાહ અલાઉદ્દીનને વિષ દઈ મારી નાખ્યો.

અલાઉદ્દીનના મરણ પછી કાફૂરે તેના સૌથી નાના છોકરા ઉમરને ગાદીએ બેસાડયો અને તેના ત્રીજા છોકરા મુબારકનું ખૂન કરવાને મારા મોકલ્યા. પણ મુબારકે લશ્કરને પોતાની તરફ કરી લીધું, કાફૂરને મારી નાખ્યો અને પોતે ગાદીએ બેઠો (૧૩૧૬). પછી ખુશરૂખાંને પોતાનો વજીર બનાવ્યો અને સઘળી સત્તા તેને સ્વાધીન કરી. હવે ખુશરૂએ મલબાર ઉપર ચડાઈ કરી તેમાં તેની ફતેહ થઈ. એણે પોતાના પાદશાહને અને તેના કુટુંબનાં સઘળાં માણસોને મારી નાંખ્યાં અને પોતે બાદશાહ થયો (૧૩૨૦). તે નીચ કૂળનો હતો તેથી લોકોને તે અપ્રિય થઈ પડયો. બંડો જાગ્યાં અને એને ૧૩૨૧ માં પંજાબના સૂબા ગ્યાસુદ્દીન તઘલખે મારી નાખ્યો.

---

## તઘલખ વંશ, ૧૩૨૧–૧૪૧૨:–૯૧ વર્ષ.

| | |
|---|---|
| ગ્યાસુદ્દીન ૧ લો...૧૩૨૧ થી ૧૩૨૫. | અબુબકર........૧૩૮૯ થી ૧ માસ. |
| મહમ્મદ .........૧૩૨૫ ,, ૧૩૫૧. | નાસિરૂદ્દીન........૧૩૮૯ થી ૧૩૯૨. |
| ફિરોજશાહ ......૧૩૫૧ ,, ૧૩૮૮. | સિકંદરશાહ......૧૩૯૨ થી ૧॥ માસ. |
| ગ્યાસુદ્દીન ૨ જો...૧૩૮૮ થી ૫ માસ. | મહમ્મદશાહ ......૧૩૯૨ થી ૧૪૧૨. |

ગ્યાસુદ્દીન તઘલખ પાદશાહ થયો તેમાં કોઈએ વાંધો ઉઠાવ્યો નહિ. એ બલબનના તુર્કી ગુલામનો છોકરો હતો. તે બંગાળે ગયો અને બઘ-રાખાન જે સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો તેને ત્યાંનો પાદશાહ કબૂલ કીધો. પાછા આવતાં તે એકાએક મરણ પામ્યો, ૧૩૨૫. એના પછી એનો છોકરો જૂના સુલતાન મહમ્મદ તઘલખ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એ બહુ હોંશીઆર અને ભણેલો હતો, પણ જરા તરેહવાર સ્વભાવનો હતો. મુગલોને લાંચ આપી તેમને પોતાની તરફ કરી લઈને તેણે દક્ષિણ ઉપર સ્વારી કીધી. એણે ઈરાન અને ચીન ઉપર હુમલા કીધા, ૧૩૩૭, પણ એનું લશ્કર તદન નાશ પામ્યું. સને ૧૩૪૭ માં ગુજરાતમાં બંડ ઉઠયું, તેથી દક્ષિણમાં બ્રાહ્મણી વંશની સ્થાપના થઈ. મહમ્મદ ૧૩૫૧ માં મરણ પામ્યો. એણે એની મેલછામાં પોતાની રાજધાનીનું શહેર દિલ્લી બદલી દોલતાબાદ કીધું. બીજું એ કીધું કે

એનો એક દાંત પડી ગયો તેના ઉપર એણે એક સુંદર કબર ચણાવી! એના પછી એનો ભત્રીજો ફિરોજશાહ બાદશાહ થયો. એણે બંગાળાનું તથા દક્ષિણનાં રાજ્યોનું સ્વતંત્રપણું કબૂલ કીધું, ૧૩૫૬. સિંધમાં બંડ થતાં હતાં તેનો પાકો બંદોબસ્ત કરવામાં એનો ઘણો વખત ગયો. એણે ડહાપણ ભરેલા કાયદા તથા રૈયતના ફાયદાનાં કામો કીધાં હતાં—કુવા, વાવ, તળાવ, નહેર, ધર્મશાળા, મસ્જીદો વગેરે બંધાવ્યાં હતાં. સતલજ નદીની પાસે ફિરોજશાહ શહેર છે તે એણે બાંધ્યું. એ ૧૩૮૮માં મરણ પામ્યો. એના પછી એના બે પૌત્ર ગ્યાસુદ્દીન અને અબુબકર અનુક્રમે બાદશાહ થયા. તેમાં પહેલાએ પાંચ માસ અને બીજાએ એક માસ રાજ્ય કીધું. એ બન્ને પદભ્રષ્ટ થયા અને પહેલાનું ખૂન થયું. ફિરોજનો સૌથી મોટો છોકરો નાસિરૂદ્દીન તઘલખ પછી ગાદીએ બેઠો (૧૩૮૯). ઈટાવાના રાજાએ બંડ કર્યું તે એણે સમાવી દીધું. એ ૧૩૯૨માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો હુમાયું સિકંદર નામ ધારણ કરીને ગાદીએ બેઠો, પણ દોઢ માસમાં મરણ પામ્યો. પછી એનો બીજો ભાઈ મહમ્મદશાહ બાદશાહ થયો. સને ૧૩૯૮ માં તાતારના સરદાર તૈમૂરે દિલ્હી ઉપર સ્વારી કરી. બાદશાહી ફોજ હારી ગઈ, અને બાદશાહ ગુજરાત નાઠો; તૈમુરે પોતાને પાદશાહ કહેવડાવ્યો, અને તેના લશ્કરે પાંચ દિવસ સુધી દિલ્હી લુટ્યું, બાળ્યું અને હજારો લોકોનો સંહાર કીધો. પછી પુષ્કળ દ્રવ્ય લઇ તૈમૂર સમરકંદ ગયો. મહમ્મદશાહ ૧૪૧૨માં મરણ પામ્યો. એના મરણ પછી એના સરદારોએ દોલતખાં લોદીને પોતાનો બાદશાહ પસંદ કીધો, પણ એને પંજાબના સૂબા ખીજરખાંએ સને ૧૪૧૪ માં કહાડી મૂક્યો.

## સૈયદ વંશ, ૧૪૧૪–૧૪૫૦:–૩૬ વર્ષ.

| | |
|---|---|
| સૈયદ ખીજરખાં...૧૪૧૪ થી ૧૪૨૧. | સૈયદ મહમ્મદ ...૧૪૩૫ થી ૧૪૪૪. |
| સૈયદ મુબારક......૧૪૨૧ ,, ૧૪૩૫. | સૈયદ અલાઉદ્દીન. ૧૪૪૪ ,, ૧૪૫૦. |

**સૈયદ ખીજરખાં**— એણે સાત વરસ રાજ કર્યું તે બધો વખત મોજમજા અને આળસમાં કાઢ્યો. એ ૧૪૨૧માં મરણ પામ્યો. એના

પછી સૈયદ મુબારક પાદશાહ થયો. એણે રોહિલખંડ તાબે કરવાને કેટલીક લડાઈઓ કરી; એને પંજાબમાં ગક્કર લોકોએ ઘણો સંતાપ આપ્યો. એને એના વજીરે મારી નંખાવ્યો, ૧૪૩૫. ત્યાર પછી એનો ભત્રીજો મહુમ્મદ પાદશાહ થયો. એણે થોડો વખત તો સારી રીતે રાજ ચલાવ્યું, પણ પાછળથી મોજમઝામાં પડ્યો તેથી જવાનપુરના સુલતાને એનું કેટલુંક રાજ કબજ કરયું. માળવાના રાજા મહમ્મદ ખીલજીએ છેક દિલ્હી ઉપર હુમલો કર્યો. લાહોરના સુબેદાર બહલોલ લોદીએ એને આ સંકટમાંથી છૂટો કર્યો. એ ૧૪૪૪ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો આલમશાહ ઉર્ફે અલાઉદ્દીન ગાદીએ બેઠો. પણ બહલોલ લોદીએ આવી દિલ્હીની ગાદી કબજ કીધી. એ ઉપરથી આલમે રાજીનામું આપ્યું, અને ગાદી ઉપરથી હાથ ઉઠાવ્યો. આ પ્રમાણે સૈયદ વંશનો અંત આવ્યો, ૧૪૫૦.

---

## લોદી વંશ, ૧૪૫૦–૧૫૨૬–૭૬ વર્ષ.

બહલોલ લોદી...........૧૪૫૦ થી ૧૪૮૮.
સિકંદર લોદી...........૧૪૮૮ ,, ૧૫૧૮.
ઈબ્રાહીમ લોદી...........૧૫૧૮ ,, ૧૫૨૬.

બહલોલ લોદીએ સરહિંદ અને પંજાબ પોતાના કબજામાં લઈ દિલ્હીમાંથી અલાઉદ્દીનને કાઢી મૂક્યો. પછી એણે જવાનપુર લીધું. એ ૧૪૮૮માં મરણ પામ્યો. એના પછી એનો ભાઈ સિકંદર લોદી ગાદીએ બેઠો. એણે ૧૪૯૧ માં બહાર પ્રાંત જીત્યો. એના રાજ્ય ઉપર મોટી નામોશી એ છે જે એણે ધર્માંધપણામાં હિંદુઓનાં દહેરાં તોડી ત્યાં મસ્જીદો બાંધી. એના રાજ્યમાં ફિરંગી લોકો હિંદુસ્તાનમાં આવ્યા અને ૧૪૯૮માં કલિકટ બંદરમાં ઉતર્યા. એ ૧૫૧૮માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો ઈબ્રાહીમ લોદી ગાદીએ બેઠો. એ એના બાપ જેવો નહોતો. એના જુલમથી એના સરદારો કંટાળી ગયા. તેમાંના એક પંજાબના સૂબેદાર દોલતખાં લોદીએ સુલતાન બાબરને બોલાવ્યો.

તેણે આવીને લાહોર લીધું ને તે બાળી નાખ્યું. પછી તે દિલ્હી ઉપર ચઢી આવ્યો. ઈબ્રાહીમ પાણીપતના મેદાનમાં તેની સામો થયો. અહીં ૧૫૨૬ માં એક યુદ્ધ થયું, તેમાં ઈબ્રાહીમ હાર્યો અને માર્યો ગયો.

આ પ્રમાણે હિંદુસ્તાનમાં અફઘાન વંશ ૩૨૦ વર્ષ (૧૨૦૬-૧૫૨૬) ચાલ્યો.

# प्रकरण ३ जुं.

## બ્રાહ્મણી વંશ, ૧૩૪૭–૧૫૨૬:–૧૭૯ વર્ષ.

આ રાજ્યની સ્થાપના મહમ્મદ તઘલખના વખતમાં ૧૩૪૭ માં અફઘાન સરદાર ઝફરખાંએ કરી. એણે દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેની રાજધાની કુલબર્ગમાં હતી. એ ગંગુ કરીને એક બ્રાહ્મણનો ગુલામ હતો. એ ગંગુએ અગાઉથી કહ્યું હતું કે એ માણસ આગળ જતાં કોઈ દહાડો ઘણી મ્હોટી પદીએ ચડશે. એ સને ૧૩૪૭ માં સુલતાન અલાઉદ્દીન હસન ગંગુ બ્રાહ્મણી એ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એણે દશ વર્ષ રાજ્ય કીધું. આ વંશમાં ૧૮ રાજા થયા, તેઓએ એક પછી એક ૧૫૨૬ સુધી રાજ્ય કીધું. પાણીપતના યુદ્ધથી દિલ્હીમાંથી અફઘાન વંશની સમાપ્તિ થઈ ત્યારે આ વંશના છેલ્લા રાજાનો અમલ પૂરો થયો. આખરે એના પાંચ ભાગ થયા અને એ સઘળાને દિલ્હીના મુગલ બાદશાહોએ જીતી લીધા. આ પાંચ ભાગ નીચે પ્રમાણે:—

(૧) બીજાપુરનું આદિલશાહી રાજ્ય. એને સને ૧૪૮૯ માં આદિલશાહે સ્થાપ્યું અને આખરે ૧૬૮૬ માં ઔરંગજેબે ઊંધું વાળ્યું.

(૨) અહમદનગરનું નિઝામશાહી રાજ્ય. એની સ્થાપના ૧૪૯૦ માં નિઝામ-ઉલ-મુલ્કના છોકરા મલેક અહમદે કરી. એની ઉપર અકબરનું લશ્કર ચડી આવ્યું ત્યારે ચાંદબીબીએ એનું રક્ષણ કીધું. આ રાજ્ય ૧૬૩૭ સુધી રહ્યું અને આખરે શાહજહાંએ એનો નાશ કીધો.

(૩) ગોવળકોંડ અથવા કુતબશાહી. એને કુતબ-ઉલ-મુલ્કે ૧૫૧૨ માં સ્થાપ્યું, અને ઔરંગજેબે ૧૬૮૭ માં એનો અંત આણ્યો.

(૪) બીરારનું અથવા ઈમાદશાહી રાજ્ય. એની સ્થાપના ફથ-ઉલ્લાએ ૧૪૮૪ માં કરી. સને ૧૫૭૪ માં એને અહમદનગર રાજ્ય સાથે જોડી દીધું. એની રાજધાનીનું શેહેર ઈલીચપુર હતું.

(૫) બીદરનું બરીદશાહી રાજ્ય. એ અહમદ બરીદે ૧૫૨૬ માં સ્થાપ્યું. એને ૧૫૯૯ માં અકબરે પોતાના રાજ્ય સાથે સંયોજી દીધું.

---

# प्रकरण ४ थुं.

## મુગલ વંશ, ૧૫૨૬–૧૮૫૭:–૩૩૧ વર્ષ.

### ભાગ ૧ લો. એ રાજ્ય પૂર્ણ ચહડતીમાં, ૧૫૨૬–૧૭૦૭ સુધી.

| | | | |
|---|---|---|---|
| બાબર............ | ૧૫૨૬ થી ૧૫૩૦. | જહાંગીર......... | ૧૬૦૫ થી ૧૬૨૭. |
| હુમાયું........... | ૧૫૩૦ ,, ૧૫૫૬. | શાહજહાં......... | ૧૬૨૭ ,, ૧૬૫૮. |
| અકબર............ | ૧૫૫૬ ,, ૧૬૦૫. | ઔરંગજેબ......... | ૧૬૫૮ ,, ૧૭૦૭. |

બાબર (સિંહ) ૧૫૨૬–૩૦—એ સને ૧૪૮૨ માં જન્મ્યો હતો. એ તેમૂરથી છઠ્ઠો વંશજ હતો. એની મા જંઘીસખાં નામના પ્રખ્યાત મુગલ સરદાર ઉપરથી ઉતરી આવી હતી. એ એના બાપના મરણ પછી જગ્ઝાર્ટિસ નદીને કિનારે ફર્ઘાનની ગાદીએ બેઠો (૧૪૯૪). સને ૧૪૯૭માં એણે તેમૂરના વંશની રાજધાની સામરકંદ જીતી લીધું, પણ એ એનાથી ઝાઝીવાર રખાયું નહિ. ખંડઓરોએ એને હરાવી કહાડી મૂક્યા પછી સને ૧૫૦૪ માં એણે કાબૂલનું રાજ્ય કબજે કર્યું. ત્યાર પછી એ હિંદુસ્તાન જીતવાનો લાગ જોયા કરતો હતો. આખરે જોઈતી તક મળી. પંજાબના સૂબા દૌલતખાં લોદીએ એની મદદ માગી. ૧૫૨૪ માં એણે લાહોર લીધું અને ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં પ્રખ્યાત યુદ્ધ કીધું તેમાં ઈબ્રાહીમ લોદીએ પોતાનું રાજ્ય ખોયું તથા માર્યો ગયો. આ ફતેહથી

બાબર દિલ્હી અને આગ્રાનો ધણી થયો, અને પોતે હિંદુસ્તાનનો બાદશાહ છે એમ આણ વરતાવી. પણ એનાથી નિરાંતે રાજ થયું નહિ. બીજે વરસે મેવાડમાં ચિતોડનો રજપૂત સરદાર રાણા સંગ સઘળા મુખ્ય રજપૂત રાજાઓને પોતાની મદદે લઈને બાબરની સામો લડવા આવ્યો, પણ ફત્તેહપુર શિક્રી[1]ના યુદ્ધમાં હારી ગયો. બાબરની આ ફત્તેહથી અને ચંદેરી પોતાના કબજામાં આવવાથી મુગલ રાજ્યનો પાયો મજબૂત થયો. પછી એણે બહાર અને બંગાળા ઉપર ચડાઈ કરીને જીતી લીધા, ૧૫૨૯. બાબર ૧૫૩૦ માં મરણ પામ્યો. એ ઘણો બહાદૂર હતો. એને ચાર છોકરા હતા—હુમાયું, કામરાન, હિન્દાલ અને મિર્જાઅશકરી.

હુમાયું (૧૫૩૦–૫૬).—એ બાબરનો છોકરો હતો. એણે ૨૬ વર્ષસુધી નામનું રાજ્ય કીધું; પણ એને આસરે સોળ વર્ષ (૧૫૪૦–૫૫) પરદેશમાં રહેવું પડ્યું. એ અરસામાં હિંદુસ્તાનમાં સૂર વંશના અફઘાન રાજાઓએ રાજ્ય કીધું. ૧૫૩૩માં હુમાયું ગુજરાતમાં લશ્કર લઈ ગયો અને ત્યાંના રાજા બહાદૂરશાહને મંદેશ્વર[2] આગળ હરાવ્યો, ૧૫૩૪. પછી એણે ચાંપાનેરનો કિલ્લો લીધો. ત્યારપછી સૂરવંશનો અફઘાન શીરખાં જે બંગાળા પચાવી પડ્યો હતો અને જેણે ચુનારનો કિલ્લો પોતાને સ્વાધીન કીધો હતો તેની સામા હુમાયું ગયો. પણ ૧૫૪૦માં કનોજ[1] પાસે યુદ્ધ થયું તેમાં એ તદન હારી ગયો, અને એને રખડતાં રખડતાં ઈરાન તરફ નાસી જવું પડ્યું. હવે શીરખાં દિલ્હીના તખ્ત ઉપર બેઠો અને સૂરવંશ* સ્થાપ્યો. સને ૧૫૫૬ માં ઈરાનના રાજા શાહ

૧ આગ્રા પાસે. ૨ ચંબલ નદી ઉપર.

*શીરખાંએ પાંચ વર્ષ (૧૫૪૦-૪૫) સુધી રાજ કીધું. એણે બંગાળા, માળવા, મારવાડ અને પછી ચિતોડ જીતી લીધાં, પણ બુંદેલખંડમાં કલંજરને ઘેરો ઘાલતાં એ મરણ પામ્યો. એણે બંગાળેથી સિંધુનદ સુધી રસ્તો બંધાવ્યો હતો અને ઠેકાણે ઠેકાણે ધર્મશાળાઓ તથા કૂવાઓ બંધાવ્યાં હતાં. એની પછી ઈસ્લામશાહ (૧૫૪૫-૫૨) અને આદિલશાહ (૧૫૫૨-૫૫) બાદશાહો થયા. એ ઘણા નબળા હતા. આ વંશ ૧૫૫૫ સુધી ચાલ્યો.

તાહમસ્પે હુમાયુંને કહ્યું કે તું શીયા પંથ કબૂલ કર. તે મુજબ કબૂલાત આપવાથી તેનું ગયલું રાજ્ય પાછું મેળવવાને લશ્કરની મદદ આપી. એ પોતાના વિશ્વાસુ સરદાર બહેરામખાંને લઈને દિલ્હી આવ્યો અને સિકંદરને હરાવી પોતાનું રાજ્ય પાછું મેળવ્યું. પણ એ રાજ્ય ભોગવવાને ઝાઝું જીવ્યો નહિ. દિલ્હીમાં આવ્યો ત્યારપછી છ માસમાં તેનું અકાળ મૃત્યુ થયું. એ બહાદૂર, મિલનસાર અને ભણેલો હતો.

**૩. અકબર (૧૫૫૬–૧૬૦૫).**— એ હુમાયુંનો છોકરો હતો. જેવામાં શીરખાંને લીધે તે નાસતો હતો તેવામાં ૧૫૪૨માં સિંધમાં અમરકોટમાં એ જન્મ્યો. જ્યારે એનો બાપ મરણ પામ્યો ત્યારે એની ઉમર માત્ર તેર વર્ષની હતી, તેથી **બહેરામખાં** એની વતી રાજ્ય ચલાવતો. સૂર-વંશના પાદશાહ આદિલશાહનો સરદાર હેમુ હુમાયુંના મરણની ખબર સાંભળી દિલ્હી ઉપર ચડી આવ્યો, પણ ૧૫૫૬ માં **પાણીપતના** મેદાનમાં એને બહેરામખાંએ હરાવ્યો. હવે અકબરને સ્વતંત્ર સત્તા પોતાના હાથમાં લેવાનું મન થયું, પણ બહેરામને રાજસત્તા એટલી બધી ગળી લાગી હતી કે તે અકબરને ભાગ્યેજ ફાવવા દેતો. બહેરામ બંડ કરી ઉઠયો, પણ તરતજ હારી ગયો. પછી તે મક્કે હજ કરવા જવા નીકળ્યો. પણ ગુજરાતમાં એને કોઈએ મારી નાંખ્યો. અકબર હવે એકલો રાજ્ય ચલાવવા નીકળ્યો. તે જાણતો હતો કે મારૂં રાજ્ય મજબૂત પાયા ઉપર નથી, તેથી રજપૂત લોકો સાથે મિત્રાચારી રાખવા સારૂ તે જોધપુરના રાણાની છોકરી જોધબાઈ સાથે પરણ્યો; અને ધીમે ધીમે પોતાની યુક્તિ અને હિંમતથી તેમને પોતાની સત્તા નીચે લાવ્યો. ૧૫૭૨ માં અકબરે **માળવા** અને **ગુજરાત** જીતી લીધાં. પછી એણે ૧૫૭૫ માં **બંગાળા, બહાર** અને **ઓરિસ્સા** લીધાં. ત્યારબાદ એણે ૧૫૮૬ માં **કાશ્મીર**, ૧૫૯૨ માં **સિન્ધ** અને ૧૫૯૪ માં **કંદહાર** જીતી લીધાં.

હવે અકબરે દક્ષિણ જીતવાનો મનસુબો કીધો. ૧૫૯૯ માં એણે પોતાના છોકરા મુરાદને **અહમદનગર** મોકલ્યો. ત્યાં તે વખતે **ચાંદ-બીબી** રાજ કરતી હતી. ચાંદબીબીએ બહાદૂરીથી મુગલોને હાંકી

કહાડ્યા, પણ બીજે વરસે જ્યારે અકબર જાતે ગયો ત્યારે તેણે એકદમ છાપો મારીને તેનો કિલ્લો લઈ લીધો, ૧૬૦૦. હવે અકબરના છોકરા સલીમે એની સામે બંડ મચાવ્યું, પણ એને બંગાળા અને ઓરિસ્સા પ્રાંતો આપી સમજાવ્યો. સને ૧૬૦૫ માં અકબર મરણ પામ્યો. એને સલીમ, મુરાદ અને દાનિયલ કરીને છોકરા હતા. એ હિંદુસ્તાનના મુસલમાન બાદશાહોમાં સૌથી મોટો અને પ્રતાપી થઈ ગયો. એનામાં લશ્કરી હિમ્મત ઘણી હતી. એ દયાળુ, કૃપાળુ અને ઇન્સાફી હતો. એ હિંદુઓ અને મુસલમાનોને સમાન ગણી બન્નેને ઊંચી પદ્દી આપતો હતો. એણે જજીઆ વેરો અથવા પર ધર્મના લોકો ઉપર માથાદીઠ વેરો હતો તે કહાડી નાખ્યો (૧૫૬૩), હિંદુઓમાં સતી થવાનો ચાલ બંધ પાડ્યો, બાળલગ્ન કરવાની મના કીધી, અને વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી. સરકારી મ્હેસુલની બાબતમાં ઘણો ચતુર માણસ રાજા ટોડરમલ નામે હિંદુ વજીર એના રાજ્યમાં થઈ ગયો. જમીદારોએ સરકારમાં કેટલી રકમ ભરવી તે એણે નક્કી કીધું. એણે બધી જમીનનું ચોકસાઈથી માપ લીધું અને તેના ત્રણ વર્ગ પાડ્યા, અને એની દેખરેખ નીચે બેકાયદે જે કરો નાખવામાં આવતા હતા તે બધા કહાડી નાખવામાં આવ્યા. બીજો પ્રખ્યાત માણસ અબુલ ફાજલ કરીને વસુલાત ખાતાનો ઉપરી હતો. તેણે આઈન-ઈ-અકબરી એટલે અકબરના કાયદાનું પુસ્તક રચ્યું.

**૪. જહાંગીર (૧૬૦૫-૨૭).**—અકબરના મરણ પછી તેનો છોકરો સલીમ ગાદીએ બેઠો અને જહાંગીર (દુનિયા જીતનાર) નામ ધારણ કીધું. એને ગાદીએ બેઠાને છ માસ થયા એટલામાં એના છોકરા ખુશરૂએ બંડ કરવું પણ તે કેદ પકડાયો.

સને ૧૬૦૦માં અહમદનગરના ઘેરામાં ચાંદબીબીને કોઈએ મારી નાખી. ત્યારપછી તે શેહેર અકબરને હાથ આવ્યું. પણ તે રાજ્ય પૂર્ણ રીતે તાબે થયું નહોતું. જ્યારે મુગલ સરદારોએ તે ઉપર પાછો હુમલો કીધો ત્યારે મલિક અંબરના હાથમાં અહમદનગરની મુખ્ય સત્તા

હતી. તે બહાદૂરીથી મુગલોની સામો થયો અને ઉત્તરમાં તેઓને છેક બરહાનપુર સુધી હઠાવી કહાડ્યા.

સને ૧૬૧૩ માં જહાંગીર બાદશાહે અંગ્રેજ લોકોને વેપારના હકો આપ્યા, અને સુરત, ખંભાત, ગોઘા, અને અમદાવાદમાં કોઠીઓ સ્થાપવા દીધી. સને ૧૬૧૫ માં ઈંગ્લંડના પહેલા જેઇમ્સે સર ટામસ રો નામના સભ્યસને ઈસ્ટ ઈન્ડિઆ કમ્પની માટે વેપારના હકો માગવાને એલચી તરીકે મોકલ્યો.

સને ૧૬૧૪ માં જહાંગીરના છોકરા શાહજહાંએ ઉદેપુરના રાણાને હરાવ્યો. એ રાજા તાબે થયો અને બાદશાહે તેને તેનું રાજ્ય પાછું સોંપ્યું એટલુંજ નહિ પણ પોતાના રાજ્યમાં ઘણીજ ઉંચી પદીના ઉમરાવ તરીકે તેને દાખલ કીધો.

સને ૧૬૧૭ માં જહાંગીરનું મન અહમદનગરની ખટપટમાં ભરાયું. મલિકઅંબરના હાથમાં હજુ કુલ સત્તા હતી. શાહજહાંને પાછો સરદાર પસંદ કીધો. એણે મલિકના લશ્કરમાં મરેઠા સરદારો હતા તેમને લાંચ આપી તેને હરાવ્યો. સને ૧૬૨૧ માં બન્ને રાજ્યો વચ્ચે સલાહ થઈ.

જહાંગીરની માનીતી બેગમ નૂરજહાં (દૂનિયાનું તેજ) કરીને હતી. એ શેર અફઘાન સાથે પરણી હતી. જહાંગીરનું મન અકબરના વખતથી એના ઉપર લાગેલું હતું, તેથી તેણે તેના ધણીને સમજાવ્યું કે તું એને ફારગતી આપ. પણ પોતાની આ અયોગ્ય ધારણામાં તે ફાવ્યો નહિ, તેથી તેણે તેને મારી નાખ્યો અને પછી તેની સાથે પરણ્યો. જહાંગીરને ચાર છોકરા હતા— ખુશરૂ, પર્વિઝ, શાહજહાં અને શહરયાર. એણે પહેલાને ગુંગળાવીને મારી નાખ્યો; બીજો મરણ પામ્યો; છેલ્લો નૂરજહાંનો માનીતો હતો. નૂરજહાંની મરજી કોઇપણ પ્રકારે શાહજહાંને દૂર કઢાવવાની હતી. એ દરમ્યાનમાં ઈરાનીઓએ કંદહાર કબજે કીધું હતું અને શાહજહાંને પોતાની પાસેથી દૂર કરવાને તેણીએ જહાંગીરને સમજાવ્યો કે તું એને કંદહાર પાછું જીતવા મોકલ. પણ શાહજહાંએ પોતાના બાપની આજ્ઞા પ્રમાણે કરવાને ના કહી અને આગ્રે જઇ ત્યાં બંડ

ઉઠાવ્યું. નૂરજહાંએ એક યુક્તિ એવી કરી કે પોતાના રાજ્યમાં મહોબતખાં કરીને એક પ્રાણોજ જબરો માણસ હતો તેની સાથે તેણે કટ્ટું વેર બાંધ્યું. એનું ફળ એ થયું કે જ્યારે મહોબતખાંએ જાણ્યું કે નૂરજહાંનો વિચાર મને ખરાબ કરવાનો છે ત્યારે તેણે જહાંગીરને કેદ પકડયો. એમ છતાં થોડા દિવસ પછી બાદશાહ કંઇ યુક્તિથી છુટો થયો, પણ તે થોડી મુદતમાં મરણ પામ્યો, ૧૬૨૭. એ બાદશાહ નબળો અને ધિઃકારવા લાયક હતો. એને દારૂ પીવાની લત લાગી હતી અને એના માનીતાઓ જેટલું પાણી એને પાતા તેટલું એ પીતો.

**૫. શાહજહાં (૧૬૨૭–૫૮).**—શાહજહાંએ પોતાના બાપના મરણની ખબર સાંભળી કે તરતજ તે આગ્રે ગયો અને ૧૬૨૮ માં ગાદીએ બેઠો. શાહજાદા શાહરયારે રાજ્ય મેળવવાને કોશિશ કીધી, પણ તેને આસફખાં વજીરે હરાવી મારી નાખ્યો. એના રાજ્યમાં સૌથી જાણવાજોગ બીના એ બની કે કાબૂલ અને દક્ષિણમાં બંડો ઉઠયાં. દક્ષિણમાં શાહજહાં જાતે લડવા નીકળ્યો. તેણે બીજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોને તાબે કરી ખંડણી આપતાં કીધાં અને શાહજી જે અહમદનગરમાં કુલ સત્તા ભોગવતો હતો તેને તાબે કરી તે રાજ્યનો અંત આણ્યો, ૧૬૩૭.

શાહજહાંને ચાર છોકરા હતા.— દારા, શુજા, ઔરંગજેબ, અને મુરાદ. આ ચારેમાં ઔરંગજેબ સૌથી બંધો અને હોશીઆર હતો. સને ૧૬૫૭ માં શાહજહાં માંદો પડયો. એ વાત છાની રાખવાને દારાએ કોશિશ કીધી, પણ તેમાં તે ફાવ્યો નહિ. શુજા અને મુરાદ બન્ને ગાદી લેવાને દિલ્હી તરફ ચાલ્યા. રસ્તામાં કાશી આગળ એક યુદ્ધ થયું, તેમાં દારાએ શુજાને હરાવ્યો. ઔરંગજેબ અને મુરાદનો માળવામાં મેલાપ થયો. ઉજ્જન આગળ એક યુદ્ધ થયું, તેમાં ઔરંગજેબ ફતેહ પામ્યો. હવે ઔરંગજેબની સામા લશ્કર લઇ દારા ગયો. આગ્રા આગળ એક યુદ્ધ થયું, તેમાં પણ ઔરંગજેબ જીત્યો અને દારા દિલ્હી નાઠો (૧૬૫૭.) ઔરંગજેબે દગા ફટકાથી પોતાના ત્રણ ભાઇઓનું કાસળ કાઢયું, પોતાના બાપને પદભ્રષ્ટ કીધો અને પોતે ગાદી પચાવી

પડયો (૧૬૫૮). શાહજહાંને સાત વર્ષ સુધી આગ્રામાં કેદ રાખ્યો. ત્યાં તે સને ૧૬૬૬ માં મરણ પામ્યો. એકંદર જોતાં એ ડાહ્યો અને ન્યાયી પાદશાહ હતો. એને સુંદર ઇમારતો અને બીજાં સાર્વજનિક કામોનો ઘણો શોખ હતો. એના દરબારનો ઠાઠ એવો ભપકાદાર વર્ણવેલો છે કે તે માનતાં આપણને આશ્ચર્ય લાગે. એણે છ કરોડ રૂપીઆ ખરચી એક મયૂરાસન કરાવ્યું!!! એણે આગ્રામાં પોતાની બેગમ મુમતાઝમહાલ ઉપર જે કબર ચણાવી તે તાજમહાલને નામે પ્રસિદ્ધ છે. એ દુનિયામાં સૌથી સુંદર ઇમારતોમાંની એક છે.

૬. **ઔરંગઝેબ અથવા આલમગીર ૧ લો** (૧૬૫૮–૧૭૦૭). ઔરંગઝેબે પોતાના બાપને પદભ્રષ્ટ કરીને પોતાના ભાઈઓને મારી નાખ્યા અને દિલ્હીમાં પોતાને પાદશાહ માનવાની દુવાઈ ફેરવી, ૧૬૫૮. ૧૬૬૨ માં એણે **આસામ** જીતવા સારૂ **મીર જુમ્લાને** મોકલ્યો. તેણે તે પ્રાંત જીતી લીધો. ત્યાંથી તે ચીન જીતવા ગયો, પણ દુકાળને લીધે એને પાછું ફરવું પડયું.

ઔરંગઝેબને દક્ષિણમાં એના કટ્ટા શત્રુ **શિવાજી** સાથે વારંવાર લડાઈ ચાલતી હતી (જુઓ પાનું ૨૭ મું).

સને ૧૬૭૨ માં અફઘાનોએ બંડ મચાવ્યું અને મીર જુમ્લાના છોકરા અમીરખાંને હરાવ્યો. તે ઉપરથી ઔરંગઝેબ લડાઈને સ્થળે ગયો; પણ દિલ્હી આગળ ભારે બંડો થવાથી તેને પાછું આવવું પડયું. ૧૬૭૬ માં નારોળ પાસે **સત્નરામી** જાતની એક હિંદુ ધર્મની ટોળીએ બંડ કર્યું. એણે તે ટોળીને હરાવી વિખેરી નાખી. આથી કરીને સઘળા પારકા ધર્મ પાળનાર ઉપર **જજીઆ** વેરો પાછો મૂકવામાં આવ્યો, ૧૬૭૭. ઔરંગઝેબ રજપૂતોનો હડહડતો શત્રુ હતો. સને ૧૬૭૭ માં રાજા **જસવંતસિંહ** જે બાદશાહની નોકરીમાં હતો તે કાબૂલમાં મરણ પામ્યો. એની વિધવા સ્ત્રી અને છોકરાં પાછાં ઘેર આવે ત્યારે તેમને પકડી લેવાની બાદશાહની ધારણા હતી. પણ તેઓ નાઠાં અને સહીસલામત પોતાના શહેરમાં આવી પહોંચ્યાં. આ અપમાનથી રજપૂતોએ બંડ

જગાવ્યું, પણ તરતજ તેને સમાવી દેવામાં આવ્યું. સને ૧૬૮૬ માં ઔરંગજેબે બીજાપુર લીધું; બીજે વર્ષે ગોવળકોંડા તાબે થયું. શિવાજીનો છોકરો શંભાજી એના હાથમાં ફસાયો તેને એણે નિર્દયપણે મારી નાખ્યો. તેનો છોકરો શાહુ પણ કેદ પકડાયો. સને ૧૭૦૦ માં એ જૈફ બાદશાહે સતારા લીધું, પણ થોડી મુદતમાં મરેઠાઓએ પોતાના હાથમાંથી ગયલા પ્રાંતો પાછા લઈ લીધા. સને ૧૭૦૭ માં ઔરંગજેબ અહમદનગર ગયો, ત્યાં તે મરણ પામ્યો. એ ઘણો સમર્થ અને લડાઈની ઝનૂનવાળો હતો, પણ ધર્માંધ, લુચ્ચો, અને દગાખોર* હતો. આ વખતમાં મુસલમાની રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું હતું. એના મરણ પછી મુગલ રાજ્યનો જેબ ઝાંખો થવા લાગ્યો અને જલદીથી રાજ્યની પડતી † દશા આવી.

---

*મુસલમાનોના મત પ્રમાણે જોઈએ તો ઔરંગજેબ પાદશાહ સઘળા મુગલ બાદશાહોથી મોટો હતો. બલકે અકબરથી પણ મોટો કહીએ તો ચાલે. એની જાતની બહાદૂરીમાં, લશ્કરી કુશળતામાં અને કામમાં ચૂસ્ત રહેવામાં એ અને અકબર એકસરખાજ હતા. અકબરની પેઠે એ ન્યાયી અને મ્હેનતુ હતો, પણ બીજી બધી બાબતોમાં એની રીતભાત અકબરથી ઉલટી હતી. ઔરંગજેબ પોતાની મતલબ તદબીરથી કહાડી લેતો અને અકબર તો ઉંચ નજરનો અને સહનશીલ હતો; સઘળા માણસો સાથે અમીરી સ્વભાવવાળો અને શરણે આવેલા શત્રુ તરફ કૃપાળુ દીલનો હતો. અકબર હિંદુ લોકોનું મન પોતાની તરફ હરી લેતો અને ઔરંગજેબ તો તેઓના ઉપર નિર્દય જૂલમો ગુજારવાથી તેઓને પોતાના ખુલ્લા દુશ્મન કરતો. ઔરંગજેબ પોતાના વ્હેમી સ્વભાવથી અને પોતાની આસપાસના માણસ ઉપર અવિશ્વાસ રાખવાથી પોતે બહુ દુઃખી થતો. આ બાબતમાં તો અકબરની રાજ્યનીતિ કેવળ ઉલટીજ હતી.

†**મુગલાઈ રાજ્યની પડતીનાં કારણો.**—(૧) ઔરંગઝેબની હિંદુઓ તરફ ક્રૂર વર્ત્તણુક; (૨) સીખ, રોહિલા અફઘાન, અને મરેઠાઓની ચડતી; (૩) નાદીરશાહનો હૂમલો અને દિલ્હીની લૂટ; (૪) ઔરંગજેબ પછીના બાદશાહોની નબળાઈ; (૫) નિજામ અને બીજા સરસૂબાઓ જેઓના કબજામાં બંગાળા, અયોધ્યા, મ્હૈસૂર, અને કર્ણાટક હતાં તેઓનું મુગલાઈ અધિકારથી સ્વતંત્રપણું.

## ભાગ ૨ જો. રાજ્યની પડતીના સમયના બાદશાહો.
## સને ૧૭૦૭–૧૭૪૮.

| | |
|---|---|
| બહાદૂરશાહ ......૧૭૦૭ થી ૧૭૧૨. | રફી-ઉદ્-દારાજત. ......૧૭૧૯, ફે. |
| જહાંદારશાહ......૧૭૧૨ ,, ૧૭૧૩. | રફી-ઉદ્-દૌલા. .........૧૭૧૯, મે. |
| ફરૂખશીર.........૧૭૧૩ ,, ૧૭૧૯. | મહમ્મદશાહ.......૧૭૧૯ થી ૧૭૪૮. |

૭. **બહાદૂરશાહ અથવા શાહઆલમ ૧ લો (૧૭૦૭–૧૨).**—ઔરંગઝેબના મરણ પછી ઘણુંખરૂં મુસલમાની રાજ્યમાં થાયછે તે મુજબ એના છોકરાઓ વચ્ચે રાજ્યને માટે ટંટો ઉઠયો. સૌથી મોટા મોઆજીમે પોતાના બે ભાઈઓ આઝમ અને કામબક્ષને મારી નાખ્યા અને બહાદૂરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એના રાજ્યમાં **સીખ** લોકનું જોર વધ્યું. એ સીખ લોકો અસલ એક ધર્મની ટોળી હતી. તેને બાબરના વખતમાં **નાનકે** સ્થાપી હતી. પણ ઔરંગઝેબની ક્રૂર વર્તણુકથી નાનકથી દસમો ધર્મગુરૂ ગુરૂ **ગોવિંદ** થયો તેણે તેને એક ઘણી જબરી લશ્કર ટોળી બનાવી, ૧૬૭૫. આના રાજ્યમાં અને જહાંદાર અને ફરૂખશીર પાદશાહોના વખતમાં તેઓનો સરદાર બંધુ હતો. બહાદૂરશાહ સને ૧૭૧૨ માં મરણ પામ્યો.

૮. **જહાંદારશાહ ( ૧૭૧૨–૧૩ ).**— એ બહાદૂરશાહનો છોકરો હતો. એણે રાજ્યનો કારભાર પોતાના વજીરને સોંપ્યો અને પોતે રંડીબાજીમાં પડયો. એને એના ભત્રીજા **ફરૂખશીરે** મારી નાખ્યો, ૧૭૧૩.

૯. **ફરૂખશીર (૧૭૧૩–૧૯).**—એ નવમો મુગલ બાદશાહ હતો. એ પોતાના કાકાને મારી નાખી પોતે બે સૈયદ ભાઈઓ **હુસનઅલ્લી** અને અબદુલ્લાખાન ( એ બન્નેને "પાદશાહ બનાવનારા" કહેતા ) ની મદદથી ગાદીએ બેઠો.

**ડાક્ટર હેમિલ્ટન**— બાદશાહનું લગ્ન મારવાડના રાજા અજીતસિંહની છોકરી સાથે થવાનું નક્કી થયું. તેની ખુશાલીમાં કલકત્તાની અંગ્રેજી કોઠીના અધિકારીએ બાદશાહને એક માનપત્ર આપવાનું ઠેરવ્યું. એ માનપત્ર લઈ જનારા સખસોમાં **ગેબ્રિયલ હેમિલ્ટન** કરીને એક ડાક્ટર હતો. મંદવાડને લીધે બાદશાહના લગ્ન થવામાં ઢીલ લાગવાથી એ ડાક્ટરની મદદ માગવામાં આવી. એણે બાદશાહને જલદીથી આરામ કીધો તેથી તેણે એને

ઈનામ માગવાનું કહ્યું, ત્યારે એણે કમ્પની સરકારને બંગાળાનાં ૩૭ શહેરોની જમીદારી આપવાની અને એ કમ્પનીના તમામ માલ ઉપરની જકાત કહાડી નાખવાની માગણી કીધી (૧૭૧૬). આથી હિંદુસ્તાનમાં બ્રિટિશ સત્તાને પુષ્ટિ મળી.

આ બાદશાહના વખતમાં સીખ લોકોનું જોર નરમ પાડવામાં આવ્યું. "પાદશાહ બનાવનારા" સૈયદ ભાઈઓએ જાણ્યું કે બાદશાહની મરજી અમારી સત્તા ઓછી કરવાની છે તેથી તેઓએ એને મારી નાખ્યો, ૧૭૧૯.

૧૦–૧૧. હવે ખાલી પડેલી ગાદી ઉપર આ ફતેહમંદ સૈયદોએ માત્ર પૂતળા જેવા બે બાદશાહ **રફી-ઉદ્-દારાજત** અને **રફી-ઉદ્-દોલાને** અનુક્રમે ગાદીએ બેસાડ્યા. પણ તેઓ થોડા માસમાં મરણ પામ્યા. તેઓએ આખરે બહાદૂરશાહના પૌત્ર રોશનઅખ્તરને પસંદ કરી **મહમ્મદશાહ** નામ ધારણ કરાવી તેને ગાદીએ બેસાડ્યો.

૧૨. **મહમ્મદશાહ** (૧૭૧૯–૪૮)—એ બાદશાહના વખતમાં ઘણા જાણવા જોગ બનાવો બન્યા છે. પહેલી મોટી બીના એ બની કે સૈયદોની સત્તા ઊંધી વળી. એના રાજ્યમાં અજમેરમાં રાજા **અજીતસિંહના** હાથ તળે રજપૂતોએ પોતાની સ્વતંત્રતાને મજબૂત કીધી. સને ૧૭૨૪માં દક્ષિણનો સૂબો **નિઝામ-ઉલ-મુલ્ક** અને અયોધ્યાનો સૂબો **સાદતખાન** સ્વતંત્ર થયા, અને મરેઠાઓએ મુગલ રાજ્ય ઉપર હૂમલો કીધો તેમાં તેઓ ફાવ્યા.

**નાદીરશાહની સ્વારી.**— સને ૧૭૩૮–૩૯માં ઈરાનના ક્રૂર પાદશાહ **નાદીરશાહે** હિંદુસ્તાન ઉપર સ્વારી કીધી. આ બહાદૂર સરદાર દિલ્હીમાં આવ્યો અને ત્યાંનાં હજારો માણસોની કતલ કરી બાદશાહ અને અમીર ઉમરાવોનો બધો ખજાનો લઈ લીધો. થોડા દિવસ પછી તેણે મહમ્મદશાહને ગાદી પાછી આપી અને પોતે પોતાને દેશ વિદાય થયો. **અહમદશાહ અબદલ્લી** જે નાદીરશાહના લશ્કરમાં પ્રખ્યાત થયો હતો તેણે આવી હિંદુસ્તાન ઉપર પહેલી ચડાઈ કરી, પણ તે સરહિંદ[1] આગળ હારી ગયો, ૧૭૪૮. એજ વરસમાં બાદશાહ મરણ પામ્યો.

---

૧ સ્થાનેશ્વરની ઉત્તરે.

## ભાગ ૩ જો. માત્ર નામનીજ મુગલાઈનો કાળ.
## સને ૧૭૪૮-૧૮૫૭.

| | |
|---|---|
| અહમદશાહ...... ૧૭૪૮ થી ૧૭૫૪. | અકબર ૨ જો ......૧૮૦૬ થી ૧૮૩૭. |
| આલમગીર ૨ જો. ૧૭૫૪ ,, ૧૭૫૯. | મહમ્મદ બહાદૂર...૧૮૩૭ ,, ૧૮૫૭. |
| શાહઆલમ ૨ જો. ૧૭૫૯ ,, ૧૮૦૬. | |

૧૩. **અહમદશાહ**(૧૭૪૮-૫૪)-એ મહમ્મદશાહનો છોકરો હતો. એ ૧૭૪૮ માં ગાદીએ બેઠો. એજ વર્ષમાં **અહમદશાહ અબદલ્લી દુરાની** પાછું હિંદુસ્તાનમાં પોતાનું લશ્કર લઈ આવ્યો. તે ઉપરથી મુગલોને તેને પંજાબ આપી દેવાની જરૂર પડી. થોડી મુદત પછી બાદશાહને પદભ્રષ્ટ કરી તેની આંખો ફોડી નાખી, ૧૭૫૪.

આ વખતે મુગલાઈ રાજ્ય ઘણી દુર્દશામાં હતું. ગુજરાત, બંગાળા, બહાર, ઓરિસ્સા, અયોધ્યા; રોહિલખંડ, પંજાબ, દક્ષિણ, અને કર્ણાટક એ પ્રાંતો ખુલ્લી રીતે એ રાજ્યથી છૂટા પડ્યા હતા.

૧૪. **આલમગીર ૨ જો** (૧૭૫૪-૫૯). એ અહમદશાહનો કાકો હતો. એના રાજ્યમાં ત્રીજો અને ચોથો હુમલો **અહમદશાહ અબદલ્લીએ** કીધો; મરેઠા લોકોએ પણ પંજાબ ઉપર સ્વારી કીધી. એ બાદશાહને એના વજીરે ૧૭૫૯ માં મારી નાખ્યો.

૧૫. **અલીગોહર** અથવા **શાહઆલમ ૨ જો** (૧૭૫૯-૧૮૦૬)-એ બીજા આલમગીરનો છોકરો હતો. એના વખતમાં સને ૧૭૬૧ માં **પાણીપતના** મોટા યુદ્ધ પછી ફતેહમંદ **અબદલ્લીએ** પાછું દિલ્હી કબજે કીધું. એ બાદશાહ અંગ્રેજ સાથે કેટલીક વાર લડ્યો પણ હારી ગયો અને સને **૧૭૬૫** માં દર વરસે ૨૬ લાખ રૂપીઆ લેવા કબૂલ કરી તેઓને **બંગાળા, બહાર અને ઓરિસ્સાની** દીવાની આપી. ગરીબ બિચારા બાદશાહને ગુલામકાદરે આંધળો કીધો. મરેઠાઓ એની સાથે દયાથી વર્ત્યા, પણ તે અત્યંત દરિદ્રાવસ્થામાં રહ્યો. આખરે ૧૮૦૩ માં લોર્ડ લેઇકે એને તેઓના હાથમાંથી છોડવ્યો. એમ થવાથી હિંદુસ્તાનની પાદશાહી **અંગ્રેજ** લોકોના હાથમાં આવી. એ બાદશાહ ૧૮૦૬ માં મરણ પામ્યો.

૧૬. અકબર ૨ જો (૧૮૦૬-૩૭)–એ બીજા શાહઆલમનો છોકરો હતો. એ માત્ર નામનો પાદશાહ હતો. એ સને ૧૮૩૭ માં મરણ પામ્યો.

૧૭. મહમદ બહાદુર (૧૮૩૭-૫૭)—એ બીજા અકબરનો છોકરો હતો. એ સને ૧૮૫૭ માં સિપાઈઓના મ્હોટા બળવામાં સામેલ થયો, તેથી એને અંગ્રેજોએ પકડયો અને બ્રહ્મદેશમાં જીંદગી સુધી દેશનિકાલ કાર્યો. ત્યાં એ ૧૮૬૦ માં મરણ પામ્યો. એ તૈમૂરની ઓલાદનો ૧૭ મો સૌથી છેલ્લો બાદશાહ હતો. એના છોકરા અને પૌત્રને હોડસને ગોળીથી ઠાર કર્યા, ૧૮૫૭.

---

# प्रकरण ५ मुं.

## મરેઠા લોકોનો ઇતિહાસ.

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૬૪ થી ૧૬૮૦. | રામરાજા | ૧૭૪૮ થી ૧૭૭૭. |
| શંભાજી | ૧૬૮૦ ,, ૧૬૮૯. | શાહુ ૨ જો | ૧૭૭૭ ,, ૧૮૧૮. |
| રાજારામ | ૧૬૮૯ ,, ૧૭૦૦ | પ્રતાપસિંહ | ૧૮૧૮ ,, ૧૮૩૯. |
| શિવાજી ૨ જો | ૧૭૦૦ ,, ૧૭૦૮. | શાહજી | ૧૮૩૯ ,, ૧૮૪૮. |
| શાહુ ૧ લો | ૧૭૦૮ ,, ૧૭૪૮. | એ પછી અંગ્રેજોએ રાજ્ય ખાલસા કર્યું. | |

મહારાષ્ટ્ર અથવા મરેઠા લોકોનો દેશ એ દક્ષિણ હિંદુસ્તાનનો વાયવ્ય દિશાનો ભાગ છે. એનો વિસ્તાર પૂર્વમાં વર્ધા નદીથી પશ્ચિમે દરીઆ સુધી છે અને ઉત્તરે સાતપુડા પર્વતની હારથી દક્ષિણમાં ગોઆથી બરોબર પૂર્વે લીટી દોરીએ ત્યાંસુધી છે. એમાં થઇને નર્મદા, તાપી, ગોદાવરી, ભીમા, કૃષ્ણા અને એઓની શાખાઓ વહેછે.

પ્રાચીન મુસલમાન રાજાઓના વખતમાં ઘણા આબરૂદાર મરેઠા સરદારોને યુદ્ધકળા શીખવવામાં આવતી હતી. તેમાંના એક કુટુંબનું નામ ભોંસલે કરીને હતું. તે દોલતાબાદની પાસે વેરૂળમાં રહેતું હતું. તે કુટુંબમાં સૌથી પહેલી માલોજી ભોંસલેને ઉચી પદ્દી મળી હતી. એના છોકરા શાહજીની ઉપર અહમદનગર દરબારની ઘણી મેહેરબાની હતી.

સને ૧૬૩૭ માં જ્યારે અહમદનગરનું રાજ્ય છેક નાશ પામ્યું ત્યારે શાહજીએ બીજાપુર સરકારમાં નોકરી લીધી. પછી તેને કર્ણાટકમાં મોકલ્યો. અહીં એને એક જાગીર આપવામાં આવી. એને એક શિવાજી કરીને પુત્ર હતો.

શિવાજી (૧૬૬૪–૮૦).— એ મરેઠી રાજ્યનો સ્થાપનાર હતો. એ સને ૧૬૨૭ માં જન્મ્યો હતો. એ ઘણો બહાદૂર હતો, પણ કાળા અક્ષરને કૂટી મારે એવો હતો. એ મુસલમાનોનો કટ્ટો શત્રુ હતો. એણે બીજાપુર અને દિલ્હી સરકારના પ્રાંતોમાં લુટફાટ કરીને પુષ્કળ પૈસો મેળવ્યો. સને ૧૬૫૯ માં બીજાપુર સરકારે શિવાજીને મારી નાખવા એક કોશિશ કીધી. અફઝૂલખાંની સરદારી હેઠળ એની સામા એક મોટું લશ્કર મોકલ્યું, પણ એ અફઝૂલખાંને શિવાજીએ પોતાની મુલાકાતે બોલાવી કપટથી મારી નાખ્યો. આથી બીજાપુર સરકારને લાગ્યું કે શિવાજી સાથે મિત્રતા રાખવી એમાંજ ફાયદો છે. સને ૧૬૬૨ માં શિવાજીએ દક્ષિણના સૂબેદાર શાયિસ્તખાં ઉપર હૂમલો કીધો. એ સૂબેદાર પૂનામાં શિવાજીને હાથે છેક મરતો મરતો બચ્યો.

સને ૧૬૬૪ના જાનેવારીની પાંચમી તારીખે શિવાજીએ સુરત લુટ્યું, અને ત્રીસ કરોડ રૂપીઆની મતા તો માત્ર સોનું, રૂપું, અને જવાહીર મળીને લઈ ગયો. એની સામે ઓકસેન્ડેન કરીને અંગ્રેજ કોઠીનો ઉપરી હતો તેણે બહાદૂરીથી ટકાવ કીધો હતો. આ પ્રસંગથી અંગ્રેજના લશ્કરી કીર્ત્તિ પ્રકાશવા લાગી. એજ વર્ષમાં એણે રાજપદ ધારણ કીધું અને પોતાના નામના સિક્કા પાડવા લાગ્યો. સને ૧૬૭૦ માં એણે ફરીથી સુરત લુટ્યું. એણે વહાણોનો કાફલો એકઠો કર્યો અને જે વહાણોમાં જાત્રાળુઓને મક્કે હજ કરવા લઇ જતા હતા તેના ઉપર હૂમલો કીધો. એથી ઔરંગઝેબ બમણો ગુસ્સે થયો, અને એની સત્તા નરમ પાડવાને રાજા જયસિંહ અને દિલિરખાંને મોકલ્યા. શિવાજી શરણ થયો. એણે પોતાના કિલ્લાઓમાંથી વીસ કિલ્લા આપી દીધા અને મુગલ સરકારના તાબાનો સરદાર થવાને કબૂલ કીધું. આના બદલામાં એને બીજાપુરના

રાજ્યના કેટલાક ભાગની ઉપજની ચોથ (ચતુર્થાંશ) અને સર્દેશમુખી (દશાંશ) નો હક મળ્યો. મુગલ લોકોની સાથે સલાહ કર્યા પછી તરતજ શિવાજીને દિલ્હી બોલાવવાની તજવીજ કરવામાં આવી. એ ત્યાં ગયો ત્યારે એને લાગ્યું કે મને અહીં બોલાવવામાં કંઈ દગો છે તેથી તેણે એવી યુક્તિ કાઢી કે ત્યાંથી એક ટોપલામાં બેસી પોતે છાનોમાનો સટકી ગયો અને દક્ષિણમાં પાછો આવ્યો. સને ૧૬૭૪ માં એણે પોતાનો વિધિપૂર્વક રાજ્યાભિષેક કરાવ્યો અને સોનાએ વતી પોતાની તોળા કરાવી. બે વરસ પછી એણે કાર્ણાટક ઉપર ચડાઈ કરી અને જીંજી, વેલોર, અને બીજાં શહેરો લીધાં. એ ૧૬૮૦ માં રાયગઢમાં મરણ પામ્યો. એ બહાદૂર યોદ્ધો, ચતુર સેનાપતિ, અને પાકો રાજદ્વારી પુરૂષ હતો. એના ઉપર એના સિપાહીઓની ઘણી પ્રીતિ હતી.

શંભાજી (૧૬૮૦-૮૯).—શિવાજી પછી એનો પુત્ર શંભાજી ગાદીએ બેઠો. એનામાં એના બાપની કાંઈક બહાદૂરી હતી, પણ એ નિર્દય અને દુર્ગુણી હતો. એના ભાઈ રાજારામને ગાદીએ બેસાડવાની તજવીજ થઈ હતી તેથી એણે રાજારામની મા અને તેના મુખ્ય મદદગારોને મારી નાખ્યા. એણે એના વૃદ્ધ પ્રધાનોનો અનાદર કીધો અને એના માનીતા કલુશા નામના કનોજીઆ બ્રાહ્મણને રાજ્યકારભાર સોંપ્યો, તેથી એ બરાબખસ્ત થઈ ગયો. એના બાપની દીવાની અને લશ્કરી વ્યવસ્થામાં છેક અંધેર ચાલ્યું અને આખરે એકાદ વખત એ પોતાના રખેવાળ સૈન્યથી છૂટો પડી એકલો ફરતો હતો તેવામાં મુગલોએ એને કેદ પકડ્યો. એની સ્ત્રી અને છોકરો પણ કેદ પકડાયાં. સને ૧૬૮૯ માં શંભાજીને ઔરંગજેબે ક્રૂર રીતે મારી નાખ્યો. એ બહાદૂર અને હઠીલો હતો.

શંભાજીના મરણ પછી મરેઠી રાજ્યનો કારભાર એનો સાવકો ભાઈ રાજારામ ચલાવવા લાગ્યો. એ સને ૧૭૦૦ માં મરણ પામ્યો. ત્યારપછી એની વિધવા સ્ત્રી તારાબાઈ પોતાના છોકરા શિવાજીને રાજા કરી પોતે રાજકારભાર ચલાવવા લાગી. સતારાને રાજધાની કીધી.

**શાહુ (૧૭૦૮-૪૮).**—શંભાજીના છોકરા શિવાજીને મુગલોએ ૧૭૦૮ માં છોડી મૂક્યો. એને ઔરંગઝેબ મશ્કરીમાં શાહુ (ચોર) એ નામે બોલાવતો હતો અને એજ નામથી એ ઇતિહાસમાં ઓળખાય છે. કેટલાક મરેઠા સરદારો એના પક્ષના થયા તેઓને લઇ એ સતારે ગયો, અને એજ વર્ષમાં એને ગાદી મળી. તારાબાઈ અને તેણીનો છોકરો શિવાજી સામા થયાં પણ ફાવ્યાં નહિ, તેથી તેઓ કોલ્હાપુર* ગયાં ને ત્યાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ૧૭૨૯. શાહુરાજા એશઆરામવાળા દરબારમાં ઉછેરાયો હતો, તેથી એણે પોતાનો વખત મોજમઝામાં ગાળ્યો, અને રાજકારભાર પ્રધાનોને હસ્તક સોંપ્યો. પણ એને સારે નસીબે એને બાલાજી વિશ્વનાથ મળ્યો તેના ઉપર એણે પૂર્ણ ભરોસો રાખ્યો. એ રાજા ૧૭૪૮ માં મરણ પામ્યો. એણે પોતાના વસિયતનામામાં પેશ્વાઓને વંશપરંપરા મરેઠી રાજ્યનો કારભાર ચલાવવાની સત્તા આપી, એવી શરતે કે તેઓ એના વંશની પ્રતિષ્ઠા જાળવી રાખે. એ દિવસથી સતારાના મરેઠા રાજાઓના વંશની સત્તા પૂરેપૂરી ઊંધી વળી અને પેશ્વાઓની સ્થપાઈ.

---

## પેશ્વાઓ, ૧૭૧૪–૧૮૧૮:–૧૦૪ વર્ષ.

| | |
|---|---|
| બાલાજી વિશ્વનાથ. ૧૭૧૪ થી ૧૭૨૦. | નારાયણરાવ......૧૭૭૨ થી ૧૭૭૩. |
| બાજીરાવ ૧ લો ...૧૭૨૦ ,, ૧૭૪૦. | માધવરાવનારાયણ.૧૭૭૪ ,, ૧૭૯૫. |
| બાલાજી બાજીરાવ. ૧૭૪૦ ,, ૧૭૬૧. | બાજીરાવ ૨ જો...૧૭૯૫ ,, ૧૮૧૮. |
| માધવરાવ...... ૧૭૬૧ ,, ૧૭૭૨. | એ પછી અંગ્રેજોએ રાજ્ય ખાલસા કર્યું |

**બાલાજી વિશ્વનાથ. ૧ લો પેશ્વા (૧૭૧૪–૨૦)**— એ ડાહ્યો અને હોંશીઆર બ્રાહ્મણ હતો. એ પેશ્વાની કારકીર્દીમાં મુગલોની સત્તા સૈયદોના હાથમાં હતી. એ સૈયદોની સહાયતાથી પેશ્વાએ શાહુ રાજાને માટે આખા દક્ષિણની ચોથ અને સરદેશમુખી, અને પૂના અને સતારાની આસપાસના ભાગની સ્વરાજી અથવા પૂર્ણ સત્તા મેળવી, ૧૭૧૯. એ સને ૧૭૨૦ માં મરણ પામ્યો.

---

* શિવાજીના વંશનું આ રાજ્ય હજી રહ્યું છે.

**બાજીરાવ ૧ લો, ૨ જો પેશવા (૧૭૨૦-૪૦).**-- એને **નાના** ફડનીસ કહેતા. એની પેશ્વાઈના દરમ્યાનમાં ચાર મુખ્ય મરેઠા સરદારો— **મલ્હારરાવ હોલ્કર**, ઇંદોરના રાજ્યનો સ્થાપનાર, **રાણોજી સિંધિયા**, ગ્વાલિયરના રાજ્યનો સ્થાપનાર, **પિલાજી ગાયકવાડ**, વડોદરાના રાજ્યનો સ્થાપનાર, અને **પર્સોજી ભોંસલે**, વરાડના રાજ્યનો સ્થાપનાર—બ્રાહ્મણ નીચ કુળમાંથી ઉદય પામ્યા. આ પેશ્વાએ દિલ્હી દરબાર પાસે સૌથી પ્હેલી ગુજરાત અને માળવાની ચોથ અને સરદેશમુખી મેળવીને નર્મદાની પેલી મેર મરેઠાના હુકો ચલાવ્યા. આ વખતે હિંદુસ્તાનનો કોઈ પણ રાજા એની માગણીનો અટકાવ કરવાને સમર્થ નહોતો. નિજામ-ઉલ-મુલ્ક શરૂઆતમાં તો સામો થયો, પણ આખરે તાબે થવાની એને જરૂર પડી.

સને ૧૭૩૯ માં પેશ્વાના ભાઈ ચિમનાજી આપાએ એકદમ હલ્લો કરી ફિરંગી લોકો પાસેથી વસાઈ[1] લીધું. બાજીરાવ ૧૭૪૦ માં મરણ પામ્યો. આખા મરેઠા વંશમાં શિવાજી સિવાય એ સૌથી મોટો કહેવાય છે.

**બાલાજી બાજીરાવ, ૩ જો પેશવા ( ૧૭૪૦-૬૧ ).**— બાજીરાવ ૧ લો બે છોકરા મૂકી મરણ પામ્યો હતો. તેઓનાં નામ બાલાજી બાજીરાવ અને રઘુનાથરાવ ઉર્ફે રાઘોબા ; તેમાં પ્હેલો (બાલાજી બાજીરાવ) ત્રીજો પેશ્વા થયો. આ વખતે પૂના પેશ્વાઓની રાજધાની થઈ.

સને ૧૭૫૧-૫૨ માં પેશ્વાને નિજામ અને તેના ફ્રેંચ મળતીઆઓએ હરાવ્યો. સને ૧૭૬૦ માં પેશ્વાએ અહમદનગર કબજે કર્યું. સલાબત-જંગ અને નિજામઅલી એની સામા લડવા ગયા, પણ ઉદ્ગીર[2] આગળ યુદ્ધ થયું તેમાં તેઓ હારી ગયા.

સને ૧૭૪૮ માં અફઘાનોના રાજા **અહમદશાહ અબદલ્લીએ** પંજાબ અને મૂલતાન કબજે કરી પોતાના છોકરાને ત્યાંનો સૂબો બનાવ્યો હતો. જ્યારે એને ખબર થઈ કે મરેઠાઓએ લાહોર લઈ લીધુંછે ત્યારે એ એક મોટું લશ્કર એકઠું કરી એકદમ હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો, અને **સદાશિવરાવ ભાઉ** અને પેશ્વાના વડા પુત્ર **વિશ્વાસરાવની** સરદારી

---

૧ એ શહેર ફિરંગીઓને સને ૧૫૩૪ માં મળેલું. ૨ નિજામના રાજ્યમાં બીદરની ઉત્તરે.

હેઠળના મરેઠાઓને સને ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં તદ્દન હરાવી દીધા. આ બે સરદારો બહાદૂરીથી લડતાં રણમાં પડ્યા. આ હારથી મરેઠી સત્તાને મોટો ધોકો પહોંચ્યો. પેશ્વાના અંતઃકરણને આ હારનો ઘા એટલો તો કારી લાગ્યો કે તેમાંથી તે સારો થયો નહિ. એ એજ વરસમાં મરણ પામ્યો.

**માધવરાવ, ૪ થો પેશ્વા (૧૭૬૧-૭૨).**— મર્હૂમ પેશ્વાનો બીજો પુત્ર માધવરાવ સને ૧૭૬૧ માં ગાદીએ બેઠો. તેની ઉમ્મર માત્ર ૧૭ વર્ષની હતી, તેથી તેના કાકા રાઘોબાને તેનો વાલી નીમ્યો. સને ૧૭૬૫ માં માધવરાવે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી અને હૈદરઅલી ઉપર ચડાઈ કરી તેની પાસેથી ૩૨ લાખ રૂપીઆ કઢાવ્યા.

સને ૧૭૬૬ માં મલ્હારરાવ હોલકર મરણ પામ્યો. તેના પછી અહલ્યાબાઈ ગાદીએ બેઠી. એ રાણીમાં ઘણા ઊંચ ગુણો હતા, અને એના જેવી રાણી કોઈ ભાગ્યેજ થઈ હોય. એ પરમભક્તિવાળી, દયાળુ, અને ઉદ્યોગી હતી. એ સને ૧૭૯૫ માં મરણ પામી. એણે તુકાજી હોલ્કરને દત્તક લીધો.

સને ૧૭૭૦ માં મ્હૈસુર પુરેપૂરૂં તાબે કરવાને માધવરાવ મોટું લશ્કર લઈ ચાલ્યો, પણ મંદવાડને લીધે પાછા ફરવું પડ્યું, તેથી એણે લશ્કરની સરદારી ત્રિંબકરાવ મામાને આપી. એણે ૧૭૭૨ માં ચેરકુલી[1]ના યુદ્ધમાં હૈદરઅલ્લીને હરાવી તેના રાજ્યનો ઉત્તર ભાગ તેની પાસેથી કઢાવી પોતાના કબજામાં લીધો. એજ વર્ષમાં મરેઠાઓએ દિલ્લીના નામના બાદશાહ બીજા શાહઆલમને પોતાની સત્તામાં લીધો. માધવરાવ સને ૧૭૭૨ ના નવેમ્બરની ૧૮મી તારીખે મરણ પામ્યો. એને કોઈ છોકરૂં છૈયું નહોતું. એ ડહાપણવાળો, ઉદાર મનનો, અને શૂરવીર હતો.

**નારાયણરાવ, ૫ મો પેશ્વા (ડીસે૦ ૧૭૭૨–આગષ્ટ ૧૭૭૩).**— માધવરાવ પછી એનો નાનો ભાઈ નારાયણરાવ પેશ્વા થયો. એનો કાકો રાઘોબા એનો રાજ્યરક્ષક થયો. સખારામબાપુ મુખ્ય પ્રધાન હતો,

---

[1] શ્રીરંગપટ્ટણ પાસે.

અને નાના ફડનવિસ રાજ્યમાં એક ઘણો હોંશીઆર અમલદાર હતો. નારાયણરાવે આઠ માસ પેશ્વાઈ ભોગવી. એને રાઘોબાની દુષ્ટ સ્ત્રી આનંદીબાઈએ દગો કરી મારી નંખાવ્યો.

**માધવરાવ નારાયણ, ૬ ઠો પેશ્વા (૧૭૭૪-૯૫).**— નારાયણરાવના ખૂન પછી રાઘોબાએ પોતે પેશ્વા નામ ધારણ કીધું. પણ નારાયણરાવ મરણ પામ્યો ત્યારપછી એની સ્ત્રી જે ગર્ભવંતી હતી તેને સને ૧૭૭૪ ના અપ્રેલ માસમાં માધવરાવ નારાયણ કરીને પુત્ર થયો. તેથી રાઘોબાના લાભને મ્હોટી હાની પહોંચી. એ પુત્રને આપણે રાઘોબાનો હક એક કોરે રાખી ૬ ઠ્ઠો પેશ્વા કહેવો જોઈએ. સખારામ બાપુ, નાના ફડનવિસ, અને હરિપંથ ફડકે રાજ્યનો વહિવટ ચલાવતા હતા.

**પહેલો મરેઠી વિગ્રહ (૧૭૭૫-૮૨).**— કારણ—રાઘોબાની મરજી પેશ્વાઈ પાછી મેળવવા તરફ હતી, પણ પૂનામાં પોતાના પ્રતિપક્ષિઓને વધારે જોર ઉપર જોઈને તે સિંધિયા અને હોલ્કર પાસે મદદ સારૂ ગયો, પણ તેમાં કંઈજ ફાવ્યો નહિ, તેથી તે સુરત પહોંચ્યો અને ત્યાં એણે મુંબઈ સરકાર સાથે કરાર કર્યા.

**સુરતના કરાર, ૧૭૭૫.**—(રાઘોબા અને મુંબઇ સરકાર વચ્ચે).—આ કરારથી રાઘોબાએ અંગ્રેજોને સાષ્ટી[1] અને મુંબઇ પાસેના નાના બેટો અને વસઈ વગેરે આપવાને વચન આપ્યું, એવી શરતે કે તમારે મને પેશ્વાઇ પાછી અપાવવામાં મદદ કરવી.

આ કરારથી લડાઈનું બીજ રોપાયું.

**જાણવાજોગ હકીકત.**— મુંબઈ સરકારે કર્નલ કીટીંગને ૧૫૦૦ માણસનું લશ્કર આપીને રાઘોબાને પૂને તેડી જઈને તેને પેશ્વાની ગાદીએ બેસાડવાને સુરત મોકલ્યો. પણ મહી નદી આગળ આવ્યો એટલે એનો રસ્તો અટકાવવાને મરેઠાઓનું સૈન્ય આરાસર[2] આગળ ઉભેલું એણે જોયું. અહીં એક યુદ્ધ થયું તેમાં સામા પક્ષની હાર થઈ, ૧૭૭૫. આ જીત રાઘોબાને લાભકર્તા હતી, પણ રાઘોબાની સાથે સુરતના કરાર

---

૧ મુંબઈની ઉત્તરે. ૨ મહી નદી આગળ.

મુંબઈ સરકારે કલકત્તા સરકારને પૂછ્યા વિના કર્યા હતા. આ વખતે "રેગ્યુલેટિંગ આક્ટ" ની રૂએ હિંદુસ્તાનમાં કલકત્તા સરકાર સર્વોપરી હતી; અને વોરન હેસ્ટિંગ્સ જે આ વખતે ગવર્નર-જેનરલ હતો તેણે તે કરાર "રાજ્યનીતિથી ઉલટા, ભયભરેલા, જોખમકારક તથા વગર સત્તાના" છે એવું ઠેરવી પૂનાના રાજ્યમંડળ સાથે પુરંધર[1] આગળ બીજા કરાર કર્યા.

**પુરંધરના કરાર, ૧૭૭૬.** (એક તરફ સખારામ બાપુ, નાના ફડનવિસ વગેરે અને બીજી તરફ બંગાળા સરકાર)– આથી એવું ઠર્યું કે સુરતના કરાર ગેરવાજબી ગણવા અને રાઘોબાનો પક્ષ છોડી દેવો, પણ સાષ્ટી બેટ અંગ્રેજોએ રહેવા દેવો.

એટલું છતાં મુંબઈ સરકાર રાઘોબાના પક્ષને વળગી રહી. આખરે પૂના રાજ્યમંડળ ફ્રેંચ લોકો સાથે મસલત કરેછે એમ સાંભળી હેસ્ટિંગ્સને રાઘોબાનો પક્ષ કરવામાં મુંબઈ સરકાર સાથે એક મત થવાની જરૂર પડી, ૧૭૭૭. તેથી તેણે રાઘોબાને પૂને લઈ જવાને લેસ્લીની સરદારી હેઠળ કલકત્તેથી એક લશ્કર મોકલ્યું. પણ અંગ્રેજ સરદાર મરણ પામ્યો, અને એની પછી ગોડર્ડ આવ્યો. એ સને ૧૭૭૯ ની શરૂઆતમાં સુરત જઈ પહોંચ્યો. એ દરમ્યાનમાં મુંબઈ સરકારે ઈગર્ટનની સરદારી નીચે એક લશ્કર મોકલ્યું. એ સરદારે શત્રુઓનું લશ્કર ઘણું ભારી જોઈને પાછું ફરવું શરૂ કીધું, પણ શત્રુઓ એની પાછળ લાગ્યા અને એને વાર્ગામર[2] આગળ શરમ લગાડે એવા કરારનો ખરડો કરવાની જરૂર પાડી. આ કરારથી અંગ્રેજ અને મરેઠા સને ૧૭૭૩ માં જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં રહે એવું ઠરાવવાનો વિચાર હતો, સને ૧૭૭૯, પણ એ કરાર મિ૰ હોર્નબીએ તેમજ મિ૰ હેસ્ટિંગ્સે નામંજુર કીધા. એવામાં એવા સમાચાર મળ્યા કે નિજામ, હૈદર, અને મરેઠાઓએ એક સંપ કીધો છે, તેથી અંગ્રેજ લોકોને સને ૧૭૮૨ માં સાલબાઈ[3] આગળ સલાહ કરવાની જરૂર પડી.

**સાલબાઈના કરાર, ૧૭૮૨** (નાના ફડનવિસ અને હેસ્ટિંગ્સ વચ્ચે).—આથી (૧) બાળક માધવરાવ નારાયણને પેશ્વા કબૂલ કરવો; (૨) રાઘોબાને દરમાસે રૂપીઆ

---

૧ પૂના પાસે. ૨ પૂનાની ઉત્તરમાં. ૩ ગ્વાલિયરની પાસે.

૨૫૦૦૦ આપવા અને તેની મરજીમાં આવે ત્યાં રહે; (૩) પુરંધરના કરાર પહેલાં જે મુલક જેના તાબામાં હોય તે તેમ રહે; (૪) અંગ્રેજ અને ફિરંગીઓ સિવાય બીજા સઘળા યુરોપી લોકોને મરેઠી રાજ્યમાં દાખલ થવા દેવા નહિ; (૫) હેદરે (જ્યારે આ કરાર થતા હતા ત્યારે મરણ પામ્યો) અંગ્રેજોના અને કર્ણાટકમાં આર્કટના નવાબના જે જે પ્રાંતો મેળવ્યા હોય તે બધા ઉપરથી હાથ ઉઠાવવાની તેને જરૂર પાડવી; (૬) વાર્ગામના કરાર પછી સિંધિયા અંગ્રેજ લોકો સાથે સારી રીતે વર્ત્યો હતો તેથી તેને ભરૂચ આપી દીધું.

પહેલો મરેઠી વિગ્રહ પૂરો થયો ત્યારપછી **મહાદાજી સિંધિયા** મરેઠા રાજાઓમાં સૌથી જબરો થઈ પડ્યો અને પેશ્વાથી છેક સ્વતંત્ર થયો. એ સને ૧૭૯૪ માં મરણ પામ્યો. એના પછી એનો ભત્રીજો **દોલતરાવ સિંધિયા** ગાદીએ બેઠો. સને ૧૭૯૫ માં સઘળા મરેઠા સરદારો (દોલતરાવ સિંધિયા, તુકાજી હોલ્કર, રઘુજી ભોંસલે વગેરે) એ નિજામઅલીને કુર્દલા[૧]ના યુદ્ધમાં હરાવ્યો. સઘળા મરેઠા સરદારો પેશ્વાને પોતાનો ઉપરી ગણી તેની ધજા નીચે આવ્યા તે આ છેલ્લીજ વાર.

આ સઘળો વખત **નાના ફડનવિસ** રાજ્યનો કારભાર ચલાવતો હતો અને બાળક પેશ્વાને ખરેખરો કેદી તરીકે રાખતો હતો. જ્યારે તે પુખ્ત ઉમ્મરનો થયો ત્યારે તે પોતાની આવી અવસ્થા જોઈ બહુ અકળાયો અને અકળામણમાં મ્હેલની અગાસી ઉપરથી ઝંપલાવ્યું. તેને પડવાથી ઘણું વાગ્યું અને બે દિવસમાં મરણ પામ્યો, ૧૭૯૫.

**બાજીરાવ ૨ જો, ૭ મો પેશ્વા (૧૭૯૫–૧૮૧૮).**—એ રાઘોબાનો વડો છોકરો હતો. **નાનો** જે એનો દુશ્મન હતો તેને એણે કેદમાં નાખ્યો અને **શિર્ઝીરાવ ઘાટગે**ને મુખ્ય પ્રધાન બનાવ્યો. પણ પેશ્વા પોતાના નવા પ્રધાનના દુરાચરણથી કંટાળી ગયો અને **નાનો** પાછો પ્રધાન થયો, પણ સને ૧૮૦૦ માં મરણ પામ્યો. એ ગયો તેની સાથે મરેઠી રાજ્યનું બધું ડહાપણ અને વિવેક પણ ગયાં.

ઇંદોરમાં **તુકાજી હોલ્કર** સને ૧૭૯૫ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો **જસવંતરાવ હોલ્કર** ગાદીએ બેઠો. એણે સને

---

૧ અહમદનગરની પાસે.

૧૮૦૧ માં ઉજ્જૈન[1] આગળ સિંધિયાને હરાવ્યો, પણ સિંધિયા અને પેશ્વાના લશ્કરે એને પાછો હઠાવી કહાડયો. પછી એ ઘણી હોંશીઆરીથી અચબુચ પૂના નજદીક આવી પહોંચ્યો અને ત્યાં બાજીરાવને તદ્દન હરાવ્યો. બાજીરાવ સિંહગઢ[2] નાઠો અને આખરે રખડતો રખડતો વસઈ આવ્યો. અહીં એણે અંગ્રેજ સરકાર સાથે કરાર કર્યા (તા૦ ૩૧ મી ડીસેમ્બર, ૧૮૦૨). એ કરારથી મરેઠી રાજ્યની સ્વતંત્રતાનો સૂર્ય અસ્ત પામ્યો.*

**વસઈના કરાર, ૧૮૦૨**—(બાજીરાવ ૨ જો અને અંગ્રેજ વચ્ચે). આથી પેશ્વાએ એવી શરતો કબૂલ રાખી કે (૧) મારે મારા રાજ્યમાં મદદને માટે અંગ્રેજનું લશ્કર રાખવું અને તેના ખરચને સારૂ દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવા; (૨) મારા રાજ્યમાં અંગ્રેજની દુશ્મન એવી કોઈ પણ યૂરોપી પ્રજાને દાખલ કરવી નહિ; (૩) સુરત ઉપરના મારા બધા હક્કો ઉપરથી મારે હાથ ઉઠાવવો, અને નિજામ અને ગાયકવાડ સાથે મારે કંઈ વાંધો પડે તો તેનો ચુકાદો અંગ્રેજ આપે; (૪) અંગ્રેજના નિષ્કપટ મિત્ર રહેવું. અંગ્રેજ લોકોએ એનું અને એના રાજ્યનું પૂર્ણ રક્ષણ કરવાને જામીનગિરી આપી.

**બીજો મરેઠી વિગ્રહ (૧૮૦૩).**—કારણ—દોલતરાવ સિંધિયા અને રઘુજી ભોંસલે એ બન્ને જણ વસઈના કરારની સામે હતા અને તેઓ લડાઈની તૈયારી કરતા હતા. જેનરલ વેલ્સલીએ સિંધિયાને માળવે જવાનું અને રઘુજીને વરાડ જવાનું કહ્યું. તેમ કરવાની તેઓએ ના પાડી, તેથી લડાઈ શરૂ થઈ.

---

[1] ઇંદોરની ઉત્તરે. [2] પુનાની પાસે.

***મરેઠી રાજ્યની પડતીનાં કારણો.**—(૧) સિંધિયા પોતાની સત્તા વધારતો ગયો તે એટલે સુધી કે તે પેશ્વાથી કેવળ સ્વતંત્ર થયો; (૨) નારાયણરાવના ખૂનને લીધે જે કજીયો કંકાસ થયો તેથી મરેઠા સરદારોમાં જે એક સંપ હતો તે તદ્દન તૂટી ગયો; (૩) રાઘોબા, નાના ફડનવિસ, બાજીરાવ ૨ જો, જસવંતરાવ હોલ્કર અને દોલતરાવ સિંધિયા વચ્ચે એક બીજાથી ચ્હડીઆતા થવાને કજીઆ અને હરીફાઈ; (૪) પેશ્વા અને એના સલાહકાર બ્રાહ્મણ હતા, અને સિંધિયા, હોલ્કર, અને રઘુજી ભોંસલે શૂદ્ર હતા; (૫) વસઈના કરારથી મરેઠી રાજ્યની સ્વતંત્રતાનો નાશ; (૬) અંગ્રેજોની દિલ્હી આગળ ફતેહ થઈ તેથી સને ૧૮૦૩ માં બીજો શાહઆલમ અને એનું કુટુંબ તેઓના કબજામાં આવ્યું.

**જાણવાજોગ હકીકત.**— શરૂઆતમાંજ જેનરલ વેલ્સ્લેએ અહમદનગરનો મજબૂત કિલ્લો જેમાં સિંધિયાનું તોપખાનું રહેતું હતું તે કબજે કીધું (તા૦ ૨૧મી આગષ્ટ, ૧૮૦૩). સૌથી પ્હેલું યુદ્ધ જે જે. વેલ્સ્લેએ ૧૮૦૩માં કીધું તે અસાઈ[1] આગળ, તેમાં એણે સિંધિયા અને રઘુજી ભોંસલે બન્નેને હરાવ્યા. આથી અંગ્રેજોના હાથમાં બાહ્‌ાનપુર[2], આશીરઘડ[3] અને પાવાઘઢના[4] કિલ્લા, અને ભરૂચ અને ચાંપાનેર[4] આવ્યાં. સપ્ટેમ્બરની સાતમી તારીખે જેનરલ લેક્કે સિંધિયાના લશ્કરને દિલ્હી આગળ હરાવ્યું અને શાહઆલમ ૨ જાને પોતાના કબજામાં લીધો. અક્ટોબરની દસમી તારીખે એણે સિંધિયાને આગ્રાના યુદ્ધમાં પાછો હરાવ્યો. ત્યારપછી ઘણું ભારે યુદ્ધ લાસ્વારી[5] આગળ નવેમ્બરની પહેલી તારીખે થયું, તેમાં લેક્કે પાછું સિંધિયાના લશ્કરને હરાવ્યું. આને મુકાબલે કટકમાં દુશ્મનોનું જોર ઘણું નબળું હતું. એ શહેર અક્ટોબરની બારમી તારીખ સુધીમાં કર્નલ હાર્કુટે લઈ લીધું. એ દરમ્યાનમાં દક્ષિણ અને વરાડમાં ગડબડ ચાલ્યાજ કરતી હતી. આખરે આર્ગામ[6] આગળ એક યુદ્ધ થયું, તેમાં જેનરલ વેલ્સ્લેએ સિંધિયા અને રઘુજી ભોંસલે એ બન્નેને હરાવ્યા. ગવિલઘઢનો[7] મોટો પહાડી કિલ્લો અંગ્રેજોને હાથ આવ્યો. આ પ્રમાણે તદન નાસીપાસ થઈને રઘુજી ભોંસલેએ અંગ્રેજ સાથે કરાર કર્યા.

**દેવગામના કરાર (૧૮૦૩)**—(રઘુજી ભોંસલે અને અંગ્રેજો વચ્ચે). આથી રઘુજી ભોંસલેએ અંગ્રેજોને (૧) કટક અને બાલાસોર આપ્યાં; (૨) વર્ધા નદીની પશ્ચિમના સઘળા પ્રાંત ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો; (૩) પોતાની, નિજામની અને પેશ્વાની વચ્ચે જે વાંધા ઉઠે તે અંગ્રેજ પતાવે એવી કબુલાત આપી; અને (૪) પોતાની નોકરીમાં અંગ્રેજના જે પરદેશીઓ શત્રુ હોય તેમને દાખલ નહિ કરવા એવું વચન આપ્યું.

**સને ૧૮૦૩ના ડીસેમ્બરની ૩૦ મી તારીખે દોલતરાવ સિંધિયાએ પણ કંટાળીને સર્જી અંજેગામ[7] આગળ કરાર કર્યા.**

---

૧ ઔરંગાબાદની ઇશાને. ૨ તાપી નદી ઉપર. ૩ બહ્‌ાનપુર પાસે. ૪ ગુજરાતમાં. ૫ આગ્રા પાસે. ૬ વરાડ પ્રાંતમાં. ૭ ઈલીચપુરની પશ્ચિમે.

**સર્જી અંજેગામના કરાર, ૧૮૦૩**—(દોલતરાવ સિંધિયા અને અંગ્રેજો વચ્ચે)—આથી સિંધિયાએ અંગ્રેજોને (૧) જમના અને ગંગા નદી વચ્ચેનો સઘળો પ્રદેશ; (૨) જેપુર, જોધપુર, અને ગોહદ[1]નો સઘળો ઉત્તર ભાગ; (૩) અહમદનગર અને ભરૂચના કિલ્લા અને તેને લગતા જીલ્લા; અને (૪) અજંતઘાટ[2] અને ગોદાવરી વચ્ચેનો બધો પ્રદેશ આપી દીધો.

**ત્રીજો મરેઠી વિગ્રહ (૧૮૦૪-૫).— કારણ-જસવંતરાવ હોલ્કર,** જે ઘણો જબરો થઈ પડયો હતો તે અજમેર લૂટવા ગયો અને અંગ્રેજના રક્ષણ તળેના રજપૂતોને ધમકી આપી. વળી એણે દોઆબમાંના સર્વ ફળદ્રુપ બાર જીલ્લાઓ મારા બાપદાદાની માલીકીના છે એમ કહી પાછા માગ્યા. લોર્ડ વેલ્સલીએ એની ધમકીને પત કરી નહિ ને લડાઈ જાહેર કરી, ૧૮૦૪.

**જાણવાજોગ હકીકત.**— આ વિગ્રહમાં અંગ્રેજોએ કેટલાક કિલ્લા લીધા. પહેલું મોટું યુદ્ધ ડીગ[3] આગળ થયું (૧૮૦૪), તેમાં જેનરલ ફ્રેઝર અને કર્નલ મોન્સન જીત્યા. જેનરલ લેઈકે હોલ્કરને ફરક્કાબાદ[4] આગળ હરાવી ડીગને ઘેરો ઘાલ્યો ને તે છાપો મારી લઈ લીધું. સને ૧૮૦૫ ની શરૂઆતમાં લોર્ડ લેઈકે ભરતપૂર[4]ને ઘેરો ઘાલ્યો. તેના ઉપર હલ્લો કીધો, પણ તેમાં તે ફાવ્યો નહિ અને અંગ્રેજોનો ઘાણ વળ્યો. પણ ભરતપૂરના રાજાએ જોયું કે હોલ્કર નકામાં ફાંફાં મારે છે, તેથી તેણે સલાહ કરી અંગ્રેજને ૨૦ લાખ રૂપીઆ આપ્યા અને હોલ્કરની મિત્રતા છોડી દીધી. લોર્ડ લેઈકે હોલ્કરને ન્હસાડયો. તે પંજાબ ગયો અને ત્યાં તેણે સીખ લોકો પાસેથી મદદ મેળવવાની કોશિશ કીધી, પણ ફાવ્યો નહિ, તેથી તેણે સલાહ કીધી, ૧૮૦૫.

**ચોથો મરેઠી વિગ્રહ (૧૮૧૭-૧૮)— કારણ— બાજીરાવ ૨ જો** અંગ્રેજ સાથે પોતાની સલાહ છે એમ બ્હારથી બતાવતો હતો, પણ તેને અંદરખાનેથી તેઓના ઉપર ઘણોજ તિરસ્કાર હતો, અને સિંધિયા, હોલ્કર, અને રઘુજી ભોંસલે સાથે ખુલ્લી રીતે કાગળ પત્રનો વ્યવહાર

---

૧ સિંધિઆના મુલકમાં. ૨ અસાઈ પાસે. ૩ ભરતપુર આગળ. ૪ આગ્રાની પાસે.

રાખવા લાગ્યો. આ વખતે ગાયકવાડ તરફથી ગંગાધર શાસ્ત્રી પેશ્વાનું કેટલુંક લ્હેણું જે ગાયકવાડ પાસે નીકળતું હતું તે બાબતનો લાંબા વખતના વાંધાનો નીકાલ કરવાને અંગ્રેજની બાંહેધરીથી પૂને ગયો. આ શાસ્ત્રીને પેશ્વાના માનીતા ત્રિંબકજી ડેંગ્લેએ બાજીરાવની સમ્મતિથી સને ૧૮૧૫ ના જુલાઈ માસમાં પંઢરપૂર[1]ના પવિત્ર મંદિરમાં મારી નંખાવ્યો. મિ૦ એલ્ફીન્સ્ટન જે પૂનામાં અંગ્રેજનો રેસિડન્ટ હતો તેણે ત્રિંબકજીને પોતાના હવાલામાં સોંપી દેવાને પેશ્વાને ફરજ પાડી અને તેને થાણાના કિલ્લામાં કેદ કીધો. એમ છતાં એ કિલ્લામાંથી એ થોડા વખતમાં નાઠો. આ વખતે ત્રિંબકજીને પેશ્વા છાની છાની પૈસાની મદદ કરતો અને તેથી ત્રિંબકજીએ અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડી મૂકવાને લશ્કર ઉભું કરવા માંડયું. આ ઉપરથી લોર્ડ હેસ્ટિંગ્સે લડાઈ જાહેર કરી, ૧૮૧૭.

જાણવાજોગ હકીકત.— પ્હેલું યુદ્ધ ખડકીર[2] આગળ થયું, તેમાં એલ્ફીન્સ્ટને પેશ્વાને હરાવ્યો (૧૮૧૭). હવે જેનરલ સ્મિથ પૂને ગયો. બાજીરાવ તેને દેખીને નાઠો. અંગ્રેજ સરદારે પૂના શ્હેર કબજે કીધું. આખરે કોરગામ[2] આગળ યુદ્ધ થયું (તા૦ ૧ લી જાનેવારી, ૧૮૧૮), તેમાં કેપ્ટન સ્ટૉન્ટને પેશ્વાને હરાવ્યો. સને ૧૮૧૮ ના ફેબ્રુઆરીની દસમી તારીખે અંગ્રેજોએ સતારા લીધું, અને એક ઢંઢેરો કહાડયો, તેમાં એવું જાહેર કીધું કે "બાજીરાવ અને એના કુટુંબને રાજ્યના સઘળા હકમાંથી બાતલ કીધા છે, એ રાજ્ય ગવર્નર-જેનરલે પોતે લીધું છે અને સતારાની આસપાસનો થોડો ભાગ ત્યાંના રાજાના ગુજરાનને સારૂ રાખવામાં આવ્યો છે." એક મોટું યુદ્ધ જેમાં બાજીરાવનો મુખ્ય પ્રધાન બાપુ ગોખલે મરણ પામ્યો તે સને ૧૮૧૮ ના ફેબ્રુઆરીની ૧૯ મી તારીખે આષ્ટી[3] આગળ થયું. આ પ્રમાણે બાલાજી વિશ્વનાથના વંશની આખર આવી. બાજીરાવને ૮ લાખ રૂપીઆનું વર્ષાશન બાંધી આપ્યું. એને કોઈ પુત્ર નહોતો તેથી એણે ધોંડુ પંથ ઉર્ફે નાના સાહેબને દત્તક લીધો. એ નાના સાહેબે સને ૧૮૫૭ માં સિપાઈઓનો મ્હોટો બળવો જગાવ્યો.

---

૧ ભીમા નદી ઉપર. ૨ પૂના પાસે. ૩ શોલાપુર અને પંઢરપુરની વચ્ચે.

એ અરસામાં નાગપુરના રાજા આપા સાહેબને અંગ્રેજોએ સીતાબાલ્દી[1] અને નાગપુર આગળ હરાવ્યો (૧૮૧૭). આ હારો થયા પછી એને પરહેજ કીધો અને અલાહાબાદ મોકલી દીધો. ત્યાં આગળથી એ નાઠો અને આખરે જોધપુરમાં મરણ પામ્યો. હવે પીંઢારા જેઓ મરેઠાના ભાડુતી સિપાઈઓ હતા તેઓએ પોતાની કેટલીક ટૂકડી બાંધી. તેઓના ત્રણ સરદારો હતા—ચીતુ, કરીમખાં, અને વસીલ મહમ્મદ. તેમાં ચીતુ હોલ્કર સાથે મળી ગયો, પણ સને ૧૮૧૭ માં માહિદપુર[2] આગળ હારી ગયો અને ન્હાસી જવા જતો હતો તે દરમ્યાનમાં એને વાઘે ફાડી ખાધો, ૧૮૧૯. કરીમખાં અંગ્રેજને શરણ આવ્યો. વસીલ મહમ્મદ ઝેર ખાઈ મરણ પામ્યો. આ પ્રમાણે આખો મહારાષ્ટ્ર દેશ અંગ્રેજને તાબે થયો અને તેમાં શાંતિ થઈ રહી. આ સઘળાની મુખ્તેસર હકીકત હવે પછીથી આપવામાં આવશે.

---

# प्रकरण ६ ठुं.

## હિંદુસ્તાનમાં પ્રાચીન યૂરોપી લોકોનાં થાણાં.

**ફિરંગી લોકો.**— પંદરમા સૈકાની આખરે બાર્થોલો મ્યુ ડાયાઝ નામના ફિરંગીએ કેઈપ ઑવ્ ગુડ હોપને રસ્તેથી હિંદુસ્તાન જવાનો દરીઆઈ માર્ગ શોધી કહાડ્યો. ત્યારપછી થોડેક વર્ષે એનો જાતભાઈ વાસ્કો ડી ગામા હિંદુસ્તાનમાં મલબાર કિનારે કલિકટ આગળ ઉતર્યો (૧૪૯૮). કાબ્રાલની સરદારી હેઠળ હિંદુસ્તાનમાં આવવાને ફિરંગી લોકોનો બીજો વ્હાણનો કાફલો સને ૧૫૦૦માં નીકળ્યો. વળી ત્રીજો કાફલો સને ૧૫૦૪ માં આવ્યો. તેનો ઉપરી આલ્બુકર્ક કરીને હતો. કલિકટના રાજા ઝામોરીન ફિરંગીઓની સત્તા વધતી જતી જોઈને તેઓની સામો થયો, પણ હારી ગયો. સને ૧૫૦૫ માં પોર્ટુગલના રાજાએ આલમેડાને હિંદુસ્તાનનો

---

૧ નાગપુર પાસે. ૨ ઉજ્જનની પાસે.

પહેલા ફિરંગી સૂબો નીમ્યો. સને ૧૫૦૮માં એની જગ્યાએ આલ્બુ-કર્ક આવ્યો. તેણે ૧૫૧૦ માં ગોઆ જીતી લીધું. ધીમે ધીમે ફિરંગી લોકો કેટલાંક અગત્યનાં શેહેરોના ધણી થયા. હિંદુસ્તાનમાં તેઓના તાબામાં હાલ ગોઆ, દમ્માણ અને દીવ છે.

**વલંદા લોકો.**—ફિરંગી લોકો અત્યારસુધી હિંદુસ્તાનનો કેટલોક વ્હેપાર પોતાને હાથ રાખી રહ્યા હતા. તે લઈ લેવાને સને ૧૫૯૪ માં વલંદાઓએ ઠરાવ કીધો. તેઓએ ફિરંગીઓને એમ્બૉયના*૧માંથી સને ૧૬૦૫ માં, મલાક્કામાંથી સને ૧૬૪૦ માં, અને લંકા બેટમાંથી સને ૧૬૫૬માં ક્હાડી મૂકયા. સને ૧૬૧૦માં તેઓએ જાવાના કિનારા ઉપર બટેવીઆ સંસ્થાન વસાવ્યું. બંગાળામાં ચિંસુરા શેહેર છે તે તેઓની રાજધાની હતી. હિંદુસ્તાનમાં તેઓનાં સઘળાં થાણાં ધીમે ધીમે અંગ્રેજોએ લઈ લીધાં.

**ડેન (ડેનમાર્કના) લોકો.**—ડેનમાર્કના રાજા પાસે હિંદુસ્તાનમાં બેજ થાણાં હતાં–એક ટ્રાંકવેબારર૨માં; તે ૧૬૧૬માં તંજાવરના રાજા પાસેથી ખરીદ કરેલું હતું; બીજું હુગલી નદી ઉપર સીરામ્પુરમાં. આ બન્ને થાણાં સને ૧૮૪૫માં અંગ્રેજોને વેચાતાં મળ્યાં.

**અંગ્રેજ લોકો.**—હિંદુસ્તાન સાથે જળ માર્ગે વ્હેપાર કરવાને કેટલાક અંગ્રેજ વ્હેપારીઓએ ઈંગ્લંડમાં સને ૧૬૦૦ માં એક "બ્રિટિશ ઈસ્ટ ઈન્ડિઆ" † નામની કમ્પની સ્થાપી. તે વખતે ઈંગ્લંડમાં એલિઝાબેથ

---

૧ મસાલા દ્વીપોમાં. ૨ કોરોમાંડલ કિનારા ઉપર.

* અહિં વલંદાઓએ ૧૨ અંગ્રેજોને મારી નાખ્યા, કેમકે તેઓ ઉપર એવો શક આવ્યો કે તેઓ એ કિલ્લો લેવાને કાવતરૂં કરેછે, ૧૬૨૩.

† બીજી કમ્પની ૧૬૯૮ માં થઈ અને એ બન્નેને ત્રીજા ઉવિલ્યમ રાજાએ સને ૧૭૦૮ માં જોડી દીધી.

એ કમ્પની ૧૪૪ વર્ષ સુધી ખરેખરી વ્હેપારી કમ્પની તરીકેજ રહી. સને ૧૭૪૪થી લશ્કરી કામકાજમાં પણ તે ભાગ લેવા લાગી અને જ્યારથી સને ૧૭૬૫ માં મુગલ પાદશાહ શાહઆલમ બીજાએ બંગાળા, બહાર, અને ઓરિસ્સાની દિવાની કમ્પની તરફથી કલાઈવને આપી, ત્યારથી તે કમ્પનીને

રાણી રાજ્ય કરતી હતી અને હિંદુસ્તાનમાં અકબર રાજ્ય કરતો હતો. જ્યારે અંગ્રેજ લોકોનાં વ્હાણો હિંદુસ્તાનમાં આવ્યાં ત્યારે ફિરંગી અને વલંદા લોકો તેઓની સામા ઉઠ્યા. એમ છતાં તે કમ્પનીની પહેલી કોઠી, સને ૧૬૧૩ માં સુરતમાં સ્થપાઈ. ત્યાર પછી ૧૬૧૫ માં સર ટામસ રો નામનો અંગ્રેજ એલચી જહાંગીર બાદશાહ પાસે આવ્યો એ બીના ઘણી જાણવાજોગ છે. સને ૧૬૧૬માં અંગ્રેજોની કોઠીઓ સુરત કલિકટ અને મછલીપટ્ટાણ[1]માં હતી. સને ૧૬૩૮ માં બાઉટન કરીને એક અંગ્રેજ વૈદ્ય, શાહજહાંની છોકરી જે માંદી હતી તેને આરામ કરવામાં ફતેહમંદ થયો, તેથી બાદશાહ તેનો એટલો આભારી થયો કે તેણે અંગ્રેજ લોકોના વ્હેપારને ઉત્તેજન મળે એવા કેટલાક અગત્યના હકો આપ્યા. ત્યારબાદ અંગ્રેજોને હિંદુસ્તાનમાં સઘળે ઠેકાણે વ્હેપાર કરવાની રજા આપવામાં આવી. સને ૧૬૩૯ માં મિ૦ ફ્રાન્સીસ ડેએ ફોર્ટ સેન્ટ જ્યોર્જ અથવા મદ્રાસ સ્થાપ્યું. સને ૧૬૪૨ માં બાલાસોરમાં એક કોઠી સ્થપાઈ; અને બીજી સને ૧૬૫૦ માં હુગલી શેહેરમાં. સને ૧૬૬૨ માં ઇંગ્લંડનો બીજો ચાર્લ્સ પોર્ટુગલના રાજાની છોકરી કેથરાઈન સાથે પરણ્યો તેની પહેરામણીમાં તેને મુંબાઇ* બેટ આપવામાં આવ્યો હતો તે બેટ તેણે ૧૬૬૮ માં કમ્પનીને સ્વાધીન કીધો, અને તેને કમ્પનીએ હિંદુસ્તાનમાં વ્હેપારનું મુખ્ય સ્થળ કીધું. સને ૧૬૯૬ માં અંગ્રેજોએ મુગલો પાસેથી કલકત્તા અને ગોવિંદપુર વેચાતાં લીધાં.

---

રાજ્યકારભાર ચલાવવાનો પણ અખત્યાર મળ્યો. હિંદુસ્તાન સાથે વ્હેપાર કરવાને એકલી કમ્પનીનેજ જે હક હતો તે સને ૧૮૧૩ માં લઈ લેવામાં આવ્યો, પણ ચીન સાથે વ્હેપાર કરવાનો તો તેઓનાજ હાથમાં રહ્યો. સને ૧૮૩૪થી કમ્પની તદન વ્હેપાર કરતી બંધ પડી, અને સને ૧૮૫૮ સુધી તેને રાજ્ય કરવાનો હક રહ્યો. એજ વરસમાં હિંદુસ્તાનને ખુદ ઇંગ્લંડના રાજ્યકર્ત્તાના અધિકાર નીચે મૂક્યું.

* એ બેટ ફિરંગીઓએ થાણાના સરદાર પાસેથી ૧૫૩૦ માં મેળવેલો.

૧ કૃષ્ણા નદીના મુખ આગળ.

**ફ્રેન્ચ લોકો.**—સને ૧૬૬૪ માં ફ્રેન્ચોએ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પની સ્થાપી. એઓએ પણ પોતાનું થાણું અંગ્રેજની માફક **સુરત**માં કર્યું, ૧૬૬૮. સને ૧૬૭૪ માં તેઓએ બીજાપુરના રાજા પાસેથી **પોંડીચરી**[1] વેચાતું લઈ તેમાં કોટ કિલ્લા બાંધ્યા. વળી તેઓએ સને ૧૬૮૮માં **ચંદ્રનગર**[2]માં અને સને ૧૭૨૫ માં **માહી**[3]માં, અને પછીથી **કેરીકલ**[4]માં કોઠીઓ સ્થાપી.

સને ૧૭૩૧ માં ફ્રેન્ચોએ **જોસેફ ફ્રાંકોઈ ડુપ્લે**ને ચંદ્રનગરનો ગવર્નર અને દસ વરસ પછી હિંદુસ્તાનના ફ્રેન્ચ મુલકનો ગવર્નર-જેનરલ નીમ્યો. આ વખતે **દોસ્તઅલી** કર્ણાટકનો નવાબ હતો અને **નિઝામ-ઉલ-મુલ્ક** દક્ષિણનો સૂબો હતો. દોસ્તઅલીનો જમાઈ **ચંદાસાહેબ** કર્ણાટકમાં ઘણોજ બળવાન પુરૂષ હતો, અને ખરા દીલથી તે ફ્રેન્ચ પક્ષને વળગી રહ્યો હતો. એ સને ૧૭૩૬ માં દગાથી **ત્રિચિનોપલી**[5]નો ધણી થયો. સને ૧૭૪૦ માં રઘુજી ભોંસલે અને મોરારીરાવની સરદારી તળે મરેઠાઓ કર્ણાટકમાં મ્હોટું લશ્કર લઈને પેઠા. દોસ્તઅલી સાથે તેઓને **આંબૂર**[6] આગળ યુદ્ધ થયું, પણ તેમાં તે હારી ગયો અને કપાઈ ગયો. મરેઠાઓએ હવે દોસ્તઅલીના છોકરા **સફદરઅલી** સાથે કરાર કર્યા. તેની શરતો એ હતી કે સફદરઅલીને આર્કટનો નવાબ કબૂલ રાખવો; તે મરેઠાઓને મોટી ખંડણી આપે અને ચંદાસાહેબને ત્રિચિનોપલીમાંથી કહાડવાને તેમને મદદ કરે. પછી મરેઠાઓએ તે શહેરને ઘેરો ઘાલ્યો. ચંદાસાહેબને કેદ પકડી તેને સતારે લઈ ગયા, ૧૭૪૧. સને ૧૭૪૨ માં સફદરઅલીને મારી નાખ્યો અને એની પછી એનો છોકરો **મહમ્મદખાં** ગાદીએ બેઠો. બીજે વરસે એને પણ મારી નાખ્યો, અને **અન્વરૂદ્દીન** કરીને નિઝામનો એક અમલદાર હતો તેને કર્ણાટકનો નવાબ નીમ્યો.

---

૧ કોરોમાન્ડલ કિનારા ઉપર. ૨. કલકત્તાની પાસે. ૩ કલિકટની ઉત્તરે. ૪ ટ્રાંકવેબારની પાસે. એ તેમને તંજાવરના રાજા શાહુ પાસેથી મળેલું, ૧૭૩૯. ૫ કાવેરી નદી ઉપર. ૬ ઉત્તર આર્કટમાં.

**કર્ણાટકમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે વિગ્રહ**:—સને ૧૭૪૦ માં ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે યૂરોપમાં વિગ્રહ સળગ્યો, અને તેની અસર તુરત હિંદુસ્તાનમાં થઈ. ફ્રેન્ચોના ગવર્નર **લાબોર્ડોનેઈએ** મદ્રાસને ઘેરો ઘાલ્યો અને તે લઈ લીધું, ૧૭૪૬. આ વાત બન્યાને થોડો વખત થયો એટલે અન્વરૂદ્દીને એવી માગણી કીધી કે મને મદ્રાસ આપી દેવું જોઈએ, પણ ડુપ્લેએ તે વાત કબૂલ રાખી નહિ. નવાબે એની સામે પોતાના છોકરા **મહમ્મદઅલીને** એક મોટું લશ્કર આપીને મોકલ્યો, પણ તેમાં તેનું કંઈ વળ્યું નહિ. હવે અંગ્રેજોની મદદે એક મ્હોટો દરીઆઈ કાફલો આવી પહોંચ્યો, અને તેઓએ ફ્રેન્ચોને મદ્રાસમાંથી કહાડી મૂક્યા એટલુંજ નહિ પણ તેઓને પોંડીચરીમાં ઘેરી લીધા. પછી સને ૧૭૪૮ માં ટૂંક મુદતનો સલાહ થઈ, અને તેથી લડાઈ પહેલાં જે જે મુલક જેના તાબામાં હતા તે તે કાયમ રહ્યા.

સને ૧૭૪૮ માં **નિજામ-ઉલ-મુલ્ક** ૧૦૪ વરસની વયે મરણ પામ્યો. હવે હૈદરાબાદની ગાદી માટે એના પૌત્ર મુજફ્ફરજંગ અને એના બીજા છોકરા **નાસીરજંગ** વચ્ચે વાંધો ઉઠ્યો. નાસીરજંગે લશ્કરને પોતાની તરફ કરી લીધું અને પોતે સૂબો થયો. મુજફ્ફરજંગ મરેઠાની મદદ મેળવવાને સતારે ગયો. એણે ચંદાસાહેબ સાથે મળી જઈ ડુપ્લેને મદદ સારૂ અરજ કરી. ડુપ્લેએ મરેઠાને ૭ લાખ રૂપીઆ આપી ચંદાસાહેબને છોડવ્યો. હવે ફ્રેન્ચોએ **બૂસીની** સરદારી હેઠળ આંબૂર આગળ એક લશ્કર મોકલ્યું. અહીં એક યુદ્ધ થયું, તેમાં અન્વરૂદ્દીન અને તેનો મોટો છોકરો હારી ગયા અને માર્યા ગયા, ૧૭૫૦. હવે મુજફ્ફરજંગ દક્ષિણનો સૂબો થયો અને ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો. પણ તેઓની ફત્તેહ ઝાઝી વાર રહી નહિ. અન્વરૂદ્દીનનો નાનો છોકરો **મહમ્મદઅલી** જે ન્હાસીને ત્રિચિનોપલીમાં ભરાઈ બેઠો હતો તેણે અંગ્રેજોની મદદ માગી. આથી બે પક્ષ બંધાયા—એક પક્ષમાં ફ્રેન્ચ, મુજફ્ફરજંગ, અને ચંદાસાહેબ; અને બીજામાં **અંગ્રેજ, નાસીરજંગ, અને મહમ્મદઅલી**. થોડા દિવસ પછી મુજફ્ફરજંગ અને નાસીરજંગ માર્યા ગયા, અને નિજા-

મનો ત્રીજો છોકરો સલાબતજંગ દક્ષિણનો સૂબેદાર થયો. આ સમયે ડુપ્લે અને તેનો બહાદૂર સરદાર બૂસી દક્ષિણમાં સર્વોપરી હતા. ડુપ્લેએ જ્યાં નાસીરજંગ કપાઇ મૂઓ હતો ત્યાં આગળ એક જયસ્તંભ ઉભો કીધો, અને ત્યાં એક શેહેર વસાવ્યું, તેનું નામ ડુપ્લે-ફત્તેહ-આબાદ પાડ્યું.

સને ૧૭૫૧ માં ચંદાસાહેબે ત્રિચિનોપલી જેમાં મહમ્મદઅલી ભરાઇ બેઠો હતો તેને ઘેરો ઘાલ્યો. આથી અંગ્રેજોએ એની મદદે રોબર્ટ ક્લાઈવને મોકલ્યો. એણે છાતી ચલાવી એવો વિચાર આપ્યો કે ચંદાસાહેબનું લશ્કર ત્રિચિનોપલીને ઘેરો ઘાલવાને ગયલું છે ત્યારે આપણે આર્કટનો ઘેરો ઘાલવો. મદ્રાસના ગવર્નર મિ૦ સૉન્ડર્સે એ વિચારને પોતાની કબૂલાત આપી, અને ક્લાઈવ લાગલોજ આર્કટ ગયો અને તે શેહેર કબજ કીધું. ક્લાઈવના આ કૃત્યથી ચંદાસાહેબનું ધ્યાન એકદમ ખેંચાયું. તેણે પોતાના છોકરા રાજા સાહેબને ત્રિચિનોપલી આગળના લશ્કરનો થોડો ભાગ આપી આર્કટને ઘેરો ઘાલવા મોકલ્યો. નુકસાન ઘણું થયું તેથી આખરે રાજા સાહેબે ઘેરો ઉઠાવ્યો; એ અને એના ફ્રેન્ચ મળતીઆઓ સને ૧૭૫૧ માં આર્નીૃ[1] આગળ અને સને ૧૭૫૨ માં કોવેપાક[1] આગળ હારી ગયા. હવે ક્લાઈવે ડુપ્લેના જયસ્તંભનો નાશ કરી એમ બતાવ્યું કે મેં હિંદુસ્તાનમાં ફ્રેંચ સત્તાને નાબુદ કીધી, માર્ચ, ૧૭૫૨.

હવે ક્લાઈવ અને લોરેન્સ, ત્રિચિનોપલી કે જેમાં મહમ્મદઅલી ઘેરાઇ ગયો હતો, તેનો ઘેરો ઉઠાવવાને ગયા. ઘણી લડાઇ થયા પછી ચંદાસાહેબ મારયો ગયો, અને ફ્રેન્ચ લશ્કર શ્રીરંગમ[2] આગળ અંગ્રેજને તાબે થયું, ૧૭૫૨. ચંદાસાહેબનું મરણ થયું છતાં એ વિગ્રહનો અંત આવ્યો નહિ. એજ વર્ષમાં બાહૂર[3] આગળ એક યુદ્ધ થયું, તેમાં લોરેન્સે ફ્રેન્ચોને હરાવ્યા અને ક્લાઇવે કોવેલોંગ[4] અને ચિંગલપટ[4] લઇ લીધાં. સને ૧૭૫૪ માં ડુપ્લેની જગાએ ગોદ્યુ આવ્યો. થોડીક

૧ વેલોરની પાસે. ૨ ત્રિચિનોપલી પાસે. ૩ પોંડીચરી પાસે. ૪ મદ્રાસ પાસે.

મુદત સુધી તો દુશ્મનાઈ બંધ રહી અને આખરે કરાર થયા, જેથી સૌ સૌના લીધેલા મુલક સૌ સૌને પાછા આપી દીધા અને અંગ્રેજના મળતીઆ મહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ કબૂલ કીધો. પણ આ સલાહ ઝાઝી વાર ટકી નહિ. બન્ને હરીફ કમ્પની વચ્ચે છેલ્લો ઝઘડો સને ૧૭૫૭ માં શરૂ થયો. ક્લાઈવ મદ્રાસનો ગવર્નર નીમાયો હતો, પણ બંગાળામાં કેટલીક હકીકત બની, તેથી તેને ત્યાં બોલાવી લેવામાં આવ્યો.

હવે ફ્રેન્ચ સરકારે કર્ણાટકમાં અંગ્રેજો સાથે લડવાને કાઉન્ટ ડો લાલીને મોકલ્યો. તેણે મદ્રાસને ઘેરો ઘાલ્યો (૧૭૫૮), પણ એને પાછું પોંડીચરી જવું પડ્યું, ૧૭૫૯. કર્નલ આયર કૂટ આ વખતે અંગ્રેજી લશ્કરનો ઉપરી હતો. લાલી અને બુસીએ વાન્ડીવાશ[1] શેહેર ઉપર હુમલો કીધો. કૂટ તાકીદથી તેનો ઘેરો ઉઠાવવા ગયો. એક યુદ્ધ થયું તેમાં ફ્રેન્ચો હારી ગયા અને બૂસી કેદ પકડાયો, ૧૭૬૦. ફ્રેન્ચોના તાબામાં જે જે શેહેરો હતાં તે લગભગ બધાંજ એક પછી એક કૂટને હાથ આવ્યાં, અને સને ૧૭૬૧ માં પોંડીચરી પણ અંગ્રેજોને હાથ આવ્યું. એમછતાં સને ૧૭૬૩ માં તે પાછું આપી દીધું. લાલીને કેદી તરીકે મદ્રાસ મોકલી દીધો, અને પછી સને ૧૭૬૬ માં પારિસમાં ગર્દન માર્યો. સને ૧૭૬૯ માં ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનીનો અંત આવ્યો. હાલ હિંદુસ્તાનમાં ફ્રાન્સને તાબે પાંચ શેહેરો છે—પોંડીચરી, યેનોન,[2] કેરીકલ, માહી, અને ચંદ્રનાગર.

---

## બંગાળામાં બ્રિટિશ રાજ્યની સ્થાપના.

બ્લાક હોલ (કારાગૃહ).— બંગાળા, બહાર, અને ઓરિસ્સાનો નવાબ અલિવર્દીખાં સને ૧૭૫૬ માં મરણ પામ્યો, અને તેની પછી તેનો પૌત્ર સુરાજા-ઉદ્-દોલા ગાદીએ બેઠો. એ નિર્દય અને વિષયી હતો. એ એની હિંદુ પ્રજા સાથે બહુ નિર્દયપણે વર્તતો હતો અને અંગ્રેજો

---

૧ આર્કટ પાસે. ૨ ગોદાવરી નદીના મુખ આગળ.

તરફ એને ઘણોજ તિરસ્કાર હતો. એણે ઢાકાના ગવર્નર રાજવલ્લભનું બધું દ્રવ્ય છીનવી લેવાનો મનસૂબો કીધો; અને જ્યારે કૃષ્ણદાસ પોતાના બાપનું ઘણુંક દ્રવ્ય લઈને કલકત્તે ન્હાસી ગયો, ત્યારે એ નવાબે અંગ્રેજોને એવો હુકમ કીધો કે તે કૃષ્ણદાસને મારે સ્વાધીન કરો અને કલકત્તાનો નવો બાંધેલો કોટ તોડી પાડો. અંગ્રેજના ગવર્નર મિ૰ ડ્રેકે આ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. આથી નવાબને એટલી તો ઝાંઝ ચઢી કે તેણે કાસમબજાર૧ આગળની અંગ્રેજની કોઠી ઉપર હુમલો કરી તે લીધી અને તેમાં લૂટ ચલાવી, સઘળા અંગ્રેજી અમલદારોને કેદ કીધા, અને પોતાના લશ્કરને હુકમ કીધો કે એકદમ તમે કલકત્તે જાઓ. આ શેહેરમાં એવો બંદોબસ્ત નહોતો કે તે આવા નબળા હુમલા આગળ ટકી શકે. અંગ્રેજોએ પોતાનાં બૈરાં છોકરાંને વ્હાણ ઉપર ચઢાવી દીધાં. સવારે મિ૰ ડ્રેક પણ તેમની પાછળ ગયો. પછી નવાબ કલકત્તામાં દાખલ થયો અને ઘણાને કેદ પકડયા, ૧૭૫૬. જ્યારે રાત પડી ત્યારે ૧૪૬ કેદીઓને ૨૦ ચોરસ ફીટની અંધારી કોટડી જેમાં ઘણીજ જુજ હવા આવતી હતી તેમાં ગોંધ્યા. એ કોટડીનું પછીથી બ્લાક હોલ (કારાગૃહ) એવું નામ પડ્યું. એ કેદીઓએ જે દુઃખો ભોગવ્યાં તે બહુ ત્રાસદાયક હતાં. બીજે દિવસે સવારે જ્યારે બારણાં ખોલ્યાં ત્યારે માત્ર ૨૩ સખ્ખસો જીવતા નીકળ્યા. આ ત્રાસદાયક સામટાં ખૂનો કરવામાં નવાબ સામેલ નહોતો એમ કહેવાય છે, પણ એ વાત જ્યારે તેણે જાણી ત્યારે તે વિષે તેણે કાંઈ દલગીરી બતાવી નહિ. પછી એ પોતાની દુર્ગુણી મોજશોખ ભોગવવા મૂર્શીદાબાદ ગયો.

આ આફતોના માઠા સમાચાર મદ્રાસ પહોંચ્યા કે તરતજ અંગ્રેજોએ કલાઈવને એક લશ્કર આપીને અને વોટસનને વ્હાણનો એક કાફલો આપીને કલકત્તે મોકલ્યા. તેઓએ કલકત્તા પાછું લીધું, અને હુગલી શેહેર ઉપર એકાએક હુમલો કરી તે લઈ લીધું, ૧૭૫૭. જ્યારે નવાબને આ વાતની ખબર પડી ત્યારે એણે સલાહ કરી. પણ એની પ્રજા

૧ મૂર્શીદાબાદની પાસે.

એનાથી કંટાળી ગઈ હતી, અને તેથી એને પદભ્રષ્ટ કરી એના સરદાર **મીર જાફર**ને ગાદીએ બેસાડવાને એક કાવતરૂં રચવામાં આવ્યું. એ કાવતરામાં ત્રણ પુરૂષો અગ્રેસર હતા—એનો ખજાનચી રાયદુર્લભ, એનો સરદાર **મીર જાફર**, અને જગતશેઠ કરીને હિંદુસ્તાનમાં સૌથી મોટો સરાફ હતો તે. જ્યારે અંગ્રેજોને આ કાવતરાની ખબર પડી ત્યારે તેઓ આતુરતાથી એમાં સામિલ થયા. માંહેમાંહે એવો ઠરાવ થયો કે **મીર જાફર**ને નવાબ બનાવવો, અને તેણે અંગ્રેજોને જે જે નુકસાન થયાં હોય તેને સારૂ અને તેઓ તેને મદદ કરે તે સારૂ મન માનતી રીતે બદલો વાળી આપવો. છેક આખરની વખતે અંગ્રેજ અને નવાબની વચ્ચે વહીવટ ચલાવનાર આડતીઓ **અમીચંદ** હતો તેણે એવી ધમકી આપી કે જો તમે મને ૩૦ લાખ રૂપીઆ અને બીજું જે નાણાં હિસ્સા તરીકે લ્હેંચી લેવાય તે ઉપર સેંકડે પાંચ ટકા દલાલી આપવાની કબૂલાત નહિ આપો તો આ બધું કાવતરૂં સુરાજા-ઉદ્-દૌલા આગળ ફોડી દઈશ. આવી માગણી સાંભળીને ક્લાઈવે એને છેતરવાની યુક્તિ કરી. બે દસ્તાવેજો તૈયાર કીધા—એક સફેદ કાગળ ઉપર, તે ખરો હતો; અને બીજો રાતા ઉપર, તેમાં અમીચંદના હક વિષે કંઈજ કહેલું નહોતું. વૉટસને આ ખોટા દસ્તાવેજ ઉપર પોતાની સહી કરવાની ના કહી તેથી એના નામની સહી ક્લાઈવે કીધી! આમ કરીને બધું પાકાને તૈયાર થયું કે ક્લાઈવે લડાઈ જાહેર કરી. પછી સુરાજા-ઉદ્-દૌલા મ્હોટું લશ્કર લઈને **પ્લાસી**[1] આગળ આવ્યો. અહીં મ્હોટું યુદ્ધ થયું, તેમાં ક્લાઈવે નવાબને સજ્જડ હાર ખવડાવી, તા. ૨૩ મી જૂન, ૧૭૫૭. **મીર જાફર** હવે ખુલ્લી રીતે ક્લાઈવ સાથે મળી ગયો અને ક્લાઈવે તેને **બંગાળા, બહાર** અને **ઓરિસ્સા**નો નવાબ કીધો. સુરાજા-ઉદ્-દૌલા ન્હાસી ગયો, પણ મીર જાફરના છોકરા મીરાને તેને પકડીને મારી નાખ્યો. હવે નવા નવાબે કમ્પનીને મ્હોટી રકમો આપી. અમીચંદ પણ ધારતો હતો કે મને ૩૦ લાખનો લ્રમખો મળશે, પણ તેને કોઈએ એક પઈ પણ

---

૧ કલકત્તાની ઉત્તરે.

બતાવી નહિ. આ વખતે કલકત્તાની આસપાસનો કેટલોક ભાગ જે હાલ ૨૪ પરગણાંને નામે ઓળખાયછે તેની ઉપજ લેવાનો અધિકાર કમ્પનીને મળ્યો.

**પ્લાસીના યુદ્ધથી હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યનો પાયો નંખાયો.** એનો રાજ્ય વહીવટ ચલાવવા સારૂ એક સભા સ્થાપી, અને ક્લાઈવને ગવર્નર બનાવ્યો. થોડીક મુદત પછી **શાહઆલમ** ૨ જો અયોધ્યા અને અલાહાબાદના નવાબને લઈને મીર જાફરને પદભ્રષ્ટ કરવા આવ્યો. **પટના**[1] આગળ યુદ્ધ થયું, તેમાં **કર્નલ કાલિયેડે** બન્નેના લશ્કરને હરાવ્યું, **૧૭૬૦.** હવે મીર જાફરને પોતાના અંગ્રેજ મળતીઆની સત્તા જોઈ કંઈ ઓછી અદેખાઈ આવી નહિ. એણે પોતાની મદદે વલંદાઓને બોલાવ્યા; **ચિન્સુરાર**[2] આગળ યુદ્ધ થયું, તેમાં **કર્નલ ફોર્ડે** તેમને હરાવ્યા, **૧૭૬૦.** હવે ક્લાઈવ ઈંગ્લંડ ગયો અને **વાન્સીટાર્ટ** ગવર્નર થયો. એણે જાણ્યું કે નવાબના રાજ્યથી કોઈ ખુશી નથી, તેથી એણે મીર જાફરને પદભ્રષ્ટ કીધો અને તેના જમાઈ **મીર કાસમને** ગાદીએ બેસાડયો. આ નવાબે અંગ્રેજોને **બર્દવાન**[2], **મિદનાપુર**[3] અને **ચિતાગોંગ**[4] પરગણાં આપ્યાં. શાહઆલમ ૨ જો, અયોધ્યાના નવાબ શૂજા-ઉદ્-દોલાની મદદ લઈ **મીર** કાસમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને એક બીજી વાર આવ્યો, પણ **કર્નલ કાર્નાકે** એને **પટના** આગળ પાછો હરાવ્યો (**૧૭૬૧**), તેથી એણે મીર કાસમને બંગાળા, બહાર, અને ઓરિસ્સાનો નવાબ કબૂલ કીધો.

**પટનામાં અંગ્રેજોની કતલ.**—હવે નવાબ અને કલકત્તાના રાજ્યમંડળ વચ્ચે માલની જકાત વિષે વાંધો ઉઠવાથી નવાબે સને ૧૭૬૩માં ૧૪૮ અંગ્રેજોને પટનાના કિલ્લામાં મારી નાખ્યા. અંગ્રેજોનું લશ્કર તુરત ત્યાં ગયું અને તે શેહેર લઈ લીધું. **મીર** કાસમને અંગ્રેજોએ **ઘેરીઆ**[5] આગળ હરાવ્યો (**૧૭૬૩**). ત્યારપછી એ શૂજા-ઉદ્-દોલાની

---

૧ બહાર પ્રાંતમાં. ૨ હુગલીની પાસે. ૩ કલકત્તાની પશ્ચિમે. ૪ બંગાળાના ઉપસાગરના ઈશાન કોણના કિનારા ઉપર. ૫ પટનાની પાસે.

મદદ માગવાને અયોધ્યા નાઠો. એની સાથે શાહઆલમ ૨ જો પણ સામિલ થયો. આ ત્રણે જણ અંગ્રેજ સાથે લડવાને નીકળ્યા. બકસર[1] આગળ એક યુદ્ધ થયું, તેમાં મેજર મન્રોએ તેઓને તદન હરાવી દીધા, **૧૭૬૪.** થોડા માસ પછી શુજા-ઉદ્-દૌલાએ પાછી બાથ ભીડી; મલ્હારરાવ હોલકરની મદદ લીધી; પણ કાલ્પીર[2] આગળ અંગ્રેજના સરદાર કાર્નાકે એને હરાવ્યો (૧૭૬૪). સને ૧૭૬૫ માં ક્લાઈવ પાછો હિંદુસ્તાન આવ્યો. આ વખતે શાહઆલમ નરમ માખણ જેવો થઈ ગયો હતો. એણે અલાહાબાદ આગળ અંગ્રેજોની સાથે કરાર કીધા.

**અલાહબાદના કરાર, ૧૭૬૫**—(ક્લાઇવ અને શાહઆલમ ૨ જાની વચ્ચે)—બાપી શાહઆલમ ૨ જાએ **અંગ્રેજોને બંગાળા, બહાર,** અને **ઓરિસ્સાની દીવાની*આપી,** અને તેઓએ એને દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવાનું કબૂલ કીધું.

મીર જાફર મરી ગયો હતો તેથી એના છોકરાને પેન્શન બાંધી આપ્યું.

હવે લોર્ડ ક્લાઈવે લશ્કરમાં તેમજ અમલદારોમાં ઘણી ગેરવર્તણુક ચાલતી હતી તે સુધારવા પાછળ લક્ષ લગાડયું. એણે સરકારી નોકરોને ખાનગી વહેપારમાં ગુંથાતાં અટકાવવાને સખત ઉપાયો લીધા અને બેવડા ભથ્થા†નો રિવાજ કહાડી નાખ્યો. એ સને ૧૭૬૭ માં હિંદુસ્તાન છોડીને ગયો તે પાછો આવ્યો નહિ.

---

# प्रकरण ७ मुं.

## મ્હૈસૂરનો ઇતિહાસ.

સને ૧૭૬૦ ને સુમારે દક્ષિણ હિંદુસ્તાનમાં મ્હૈસૂરનું રાજ્ય હૈદરઅલી નામના એક બહાદૂર અને સાહસિક પુરૂષની સત્તા નીચે ઉદય પામતું હતું. આ માણસ પંજાબના ફકીરનો પૌત્ર હતો અને એક બહાદૂર બારગિરનો

---

* મ્હેસુલ ઉઘરાવવાનો હક. [1] પટનાની પાસે. [2] જમના નદી ઉપર સીકંદ્રાની પાસે.

† લશ્કરી સિપાઇઓ જ્યારે લડાઇ ઉપર જાય ત્યારે તેઓના પગાર ઉપરાંત જે લવાજમ તેઓને મળતું હતું તે.

પુત્ર હતો. એ ૩૦ વર્ષની વયે મ્હૈસૂરના રાજાની નોકરીમાં રહ્યો અને એને ડીંડીગલ[1] જીલ્લામાં લશ્કરનો ઉપરી બનાવ્યો. ત્યાં એણે લૂટફાટ, દગો, અને લુચ્ચાઈદાંગાઈથી ઘણો પૈસો અને મ્હોટું લશ્કર ભેગું કીધું. સને ૧૭૬૧ માં એણે મ્હૈસૂરના ખરા હકદાર રાજાને અને તેના પ્રધાન નંદરાજને કહાડી મૂક્યા અને પોતે સુલતાન થયો. સને ૧૭૬૩ માં એણે બેડનોર[2] ઉપર ચઢાઈ કરી તે લૂટી લીધું. અહીં એને અથાગ દ્રવ્ય મળ્યું, તે વડે એનો ઉદય થવામાં તે ઘણું સાધનભૂત થઈ પડયું. આ વગર હકે ગાદી પચાવી પડનાર હૈદરની સત્તા વૃદ્ધિ પામતી જોઈ માધવરાવ પેશ્વાને અદેખાઈ આવી. તેથી તે મ્હોટું લશ્કર લઈ એની સામો લડવા ગયો અને એને હરાવી એની પાસે ૩૨ લાખ રૂપીઆ કઢાવ્યા, ૧૭૬૫. બીજે વરસે હૈદરે મલબાર ઉપર હુમલો કરી કલિકટ બંદર લીધું, અને ત્યાંનો રાજા ગભરાયો કે મને કેદ કરશે, તેથી તે પોતાના મ્હેલમાં બળી મૂઓ.

પહેલો મ્હૈસૂર વિગ્રહ (૧૭૬૬-૬૯).—કારણ—હૈદરનું બળ વધતું જોઈને દક્ષિણ હિંદુસ્તાનના સઘળા રાજાઓ ગભરાયા. તેને નરમ પાડવાને મરેઠા અને નિજામે એકસંપ કીધો. એ સંપમાં દુર્ભાગ્યે મદ્રાસ સરકારને નિજામ સાથેના પોતાના કરારની રૂએ સામેલ થવું પડયું.

જાણવાજોગ હકીકત.— માધવરાવ પેશવાએ પોતાના મળતિયાઓની રાહ જોઈ નહિ અને કૃષ્ણા નદી ઓળંગી લૂટફાટ કરવા લાગ્યો, પણ હૈદરે તેને લાંચ આપી તેનું મન મનાવ્યું. તેણે નિજામને પણ લાંચ આપી, એવી શરતે કે તે સંપમાં દાખલ ન થવું એટલુંજ નહિ પણ અંગ્રેજો ઉપર હુમલો કરવામાં પોતાની સાથે સામેલ થવું. બે યુદ્ધો થયાં— ચંગામ[3] અને ત્રિનોમાલી[4] આગળ— એ બન્નેમાં કર્નલ સ્મિથે હૈદર અને નિજામનો પૂરેપૂરો પરાજય કીધો, ૧૭૬૭.

હૈદરનો છોકરો ટીપુ જે આ વખતે ૧૭ વર્ષની વયનો હતો તે લૂટફાટ કરતો કરતો છેક મદ્રાસ સુધી આવી પહોંચ્યો. સને ૧૭૬૮ માં કર્નલ

---

[1] ત્રિચિનોપલીની પાસે. [2] મ્હૈસૂરની વાયવ્યે. [3] આર્કોટની પાસે. [4] ચંગામની પાસે.

બીચની સરદારી નીચેના લશ્કરે નિઝામના રાજ્ય ઉપર હુમલો કીધો, તેથી તેને અંગ્રેજ સાથે સલાહ કરવી પડી. એજ વર્ષમાં અંગ્રેજોએ મંગલૂર[1] અને હોનાવાડ[2] લીધાં, પણ હૈદરે તેમને ન્હસાડ્યા. કર્ણાટકમાં કર્નલ સ્મિથે એવી તો હોંશીઆરીથી અને ફતેહથી લડાઈ ચલાવી કે હૈદરે સલાહની માગણી કીધી; પણ મદ્રાસ સરકારે મૂર્ખાઈથી ના પાડી. આથી ચક્કર પાછું ફેરવાયું. કર્નલ સ્મિથની બદલી થઈ; અને હૈદરે જેટલો મુલક ખોયો હતો તે સઘળો તેણે છ અઠવાડિયામાં પાછો મેળવ્યો. હવે એવો વખત આવ્યો કે મદ્રાસ સરકાર તરફથી સલાહની માગણી થઈ. કર્નલ સ્મિથને પાછી લશ્કરની સરદારી આપી, પણ હૈદર ઘણીજ ઝડપથી છેક મદ્રાસની નજદીકમાં આવી પહોંચ્યો, તેથી તેની મરજી મુજબ અંગ્રેજોને સલાહ કરવી પડી.

**મદ્રાસના કરાર, ૧૭૬૯.**—(હૈદર અને અંગ્રેજ વચ્ચે). આથી દરેક પક્ષે એવું કબૂલ કીધું કે લડાઈના દરમ્યાનમાં જેણે એકબીજાના જે જે મુલક લીધા હોય તે દરેકે પાછા આપી દેવા અને બેમાંથી કોઈની ઉપર કોઈ ચ્હડી આવે તો તેવી વખતે એકે બીજાને મદદ આપવી.

હવે હૈદરે **ત્રિંબક મામાની** સરદારી હેઠળના મરેઠાઓને પાછા હંફાવવાનો ઠરાવ કીધો, પણ પોતેજ સને ૧૭૭૨ માં ચેરકુલી[3] આગળ હારી ગયો અને શ્રીરંગપટ્ટણમાં ઘેરાઈ ગયો. આ વખતે એણે શરત મુજબ અંગ્રેજો પાસે મદદ માગી, પણ તેઓએ એની દાદ સાંભળી નહિ. તેથી એણે મરેઠાઓને ૩૬ લાખ રૂપીઆ આપ્યા, ૧૪ લાખની ખંડણી આપવાનું કબૂલ કીધું, અને પોતાના ઉત્તર તરફના ઘણાખરા પ્રાંતો આપી તેઓને વિદાય કીધા. અંગ્રેજ લોકોની આ બેદરકારીનો કીનો હૈદર મનમાં રાખી રહ્યો હતો.

સને ૧૭૭૨ માં માધવરાવના મરણ પછી મરેઠી રાજ્યમાં અંધેર ચાલતું હતું, તેથી હૈદરને પોતાના ગયલા મુલક પાછા મેળવવાની તક મળી. તેણે કુર્ગ[4] ઉપર ચઢાઈ કરી અને ત્યાંના લોકોમાં કેર વરતાવ્યો, અને જે

---

1 મલબારના કિનારા ઉપર. 2 ઉત્તર કનેરામાં. 3 શ્રીરંગપટણ પાસે. 4 મ્હેસૂરની પશ્ચિમે

સમસ્ત કુર્ગવાસીનું માથું કાપી લાવે તેને માથા દીઠ પાંચ રૂપીઆ આપવા કહ્યા. આથી ૭૦૦ ડોકાંનો ઢગલો હૈદર આગળ વળ્યો!!! સને ૧૭૭૬ ની આખર પહેલાં એણે પોતાનો બધો ગયલો મુલક પાછો મેળવ્યો.

**બીજો મ્હૈસૂર વિગ્રહ (૧૭૮૦-૮૪).—કારણ**—સને ૧૭૭૨ માં જ્યારે મરેઠાઓએ હૈદર ઉપર ચડાઈ કીધી ત્યારે એણે મદ્રાસના કરારની શરત પ્રમાણે અંગ્રેજોની સહાય માગી, પણ તેઓએ આપી નહિ. બીજું સને ૧૭૭૯ માં અંગ્રેજોએ એના રક્ષણતળેનું માહી[1] બંદર લીધું. આ અપમાનોથી હૈદરને ગુસ્સો આવ્યો અને તેણે લડાઈ જાહેર કીધી.

**જાણવાજોગ હકીકત.**— ગાયકવાડ સિવાય બધા મરેઠા સરદારોએ, હૈદરે અને નિજામે મળી અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડી મૂકવાને એક સંપ કીધો. સને ૧૭૮૦ માં હૈદરે કર્ણાટક ઉપર મ્હડાઈ કરી અને અંગ્રેજના ઘણા કિલ્લા લીધા. પોલિલોર[2] આગળ એક યુદ્ધ થયું, તેમાં કર્નલ બેલીને હૈદરે હરાવી કેદ પકડ્યો. સર હેક્ટર મન્રો જે બેલીની સાથે સામેલ થવાનો હતો તે હવે મદ્રાસ તરફ પાછો ફર્યો અને હેસ્ટિંગ્સે લાગલોજ સર આયર કૂટને દરીઆને રસ્તે મદ્રાસ મોકલ્યો. તેણે આવીને પોર્ટોનોવો[3], પોલિલોર, અને શોલિંઘર[4] આગળ સને ૧૭૮૧ માં હૈદરને હરાવ્યો. બીજે વરસે હૈદરના છોકરા ટીપુએ કોલેરૂન[5] નદીના કિનારા ઉપર કર્નલ બ્રાથવેઈટને હરાવ્યો. સને ૧૭૮૨ માં હૈદર ૮૨ વરસની ઉમ્મરે મરણ પામ્યો, તેથી એનો છોકરો ટીપુ સુલતાન થયો. એણે મદ્રાસ સરકાર સામે એક વરસ કરતાં વધારે લડાઈ ચલાવી, પણ કર્નલ ફુલાર્ટન એક લશ્કર લઈને છેક મ્હૈસૂરમાં પેઠો, તેથી એને મંગલૂર આગળ સલાહ કરવાની જરૂર પડી.

**મંગલૂરના કરાર, ૧૭૮૪.**— ( અંગ્રેજ અને ટીપુ વચ્ચે ).—આ ઉપરથી અંગ્રેજના કેદીઓ જીવતા રહ્યા હતા તે બધાને છોડી મૂકયા અને દરેક પક્ષે જે જે મુલકો જીતી લીધા હતા તે એકબીજાને પાછા આપ્યા.

---

૧ કલિકટની પાસે. ૨ વેલોરની પાસે. ૩ કોરોમાંડલના કિનારા ઉપર. ૪ આર્કટની ઉત્તરે. ૫ કાવેરીની શાખા.

**ત્રીજો મ્હૈસૂર વિગ્રહ (૧૭૯૦-૯૨)**—કારણ–સને ૧૭૮૯ ના ડીસેમ્બર માસમાં ટીપુએ ત્રાવણકોરનો રાજા જે અંગ્રેજનો મળતિયો હતો તેના રાજ્ય ઉપર ચડાઈ કરી, પણ ઘણું નુકસાન વેઠી તેને પાછું ન્હાસી આવવું પડ્યું. આથી ગુસ્સે થઈ એણે ત્રણ માસ સુધી જબરી તૈયારી કીધી. જ્યારે લોર્ડ કોર્નવોલિસે આ વાત જાણી ત્યારે તેને વચમાં પડવું પડ્યું.

**જાણવાજોગ હકીકત.**— હૈદરાબાદના નિજામ અને નાના ફડનવિસે અંગ્રેજોને મદદ આપવાનું વચન આપ્યું. સને ૧૭૯૦માં લોર્ડ કોર્નવોલિસ લડાઈ ચલાવવાને જાતે મદ્રાસ ગયો. ત્યાંથી તે મ્હૈસૂર ગયો અને બંગલુર[1] લીધું, ૧૭૯૧. હવે ટીપુને પોતાની રાજધાનીનું રક્ષણ કરવા જવું પડ્યું અને શ્રીરંગપટ્ટણથી થોડેક દૂર એરીકેરા આગળ એક યુદ્ધ થયું, તેમાં ટીપુ તદ્દન હારી ગયો (૧૭૯૧). શ્રીરંગપટ્ટણ તરતજ અંગ્રેજના હાથમાં આવત, પણ અંગ્રેજના અને નિજામના લશ્કરને ખોરાકીની તાણ પડી. તેથી લોર્ડ કોર્નવોલિસને મદ્રાસ તરફ પાછા ફરવાની જરૂર પડી. હવે હરી-પંથની સરદારી હેઠળ મરેઠાઓ આવી પહોંચ્યા. લોર્ડ કોર્નવોલિસે પાછા આવી કેટલાક કિલ્લા લીધા અને શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. એ શેહેર શરણથવાની તૈયારીમાં હતું, એટલામાં ટીપુએ સલાહની માગણી કીધી, ૧૭૯૨.

**શ્રીરંગપટ્ટણના કરાર, ૧૭૯૨.**— (ટીપુ અને અંગ્રેજ વચ્ચે).—આથી ટીપુએ અંગ્રેજને પોતાનું અડધું રાજપાટ અને ત્રણ કરોડ રૂપીઆ આપવા કબૂલ કીધા; તે ઉપરાત ત્રીસ લાખ મરેઠાઓને; તે રૂપીઆ ભરાય ત્યાંસુધી પોતાના બે છોકરાને સાનમાં મૂકવા; કુર્ગ તેના રાજાને પાછું આપી દીધું.

**ચોથો (અને છેલ્લો) મ્હૈસૂર વિગ્રહ (૧૭૯૯).**— કારણ–ટીપુએ નિજામ, મરેઠા, અને અફઘાન સરદાર જમાનશાહની સાથે મ્હોટો સંપ કરી નેપોલીઅન બોનાપાર્ટને મદદને સારૂ કાગળ લખ્યો. તે આપવા તેણે વચન આપ્યું. આ સઘળાઓએ અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડી મૂકવાનો નિશ્ચય કીધો. આ વાતની ખબર ગવર્નર-જેનરલ લોર્ડ વેલ્સ્લેને પડી કે તેણે તુરત લડાઈ જાહેર કીધી.

---

[1] શ્રીરંગપટ્ટણ પાસે.

જાણવાજોગ હકીકત.— લૉર્ડ વેલ્સલિએ તાકીદથી નિજામ સાથે કુમકના કરાર કીધા એટલે તેણે મદદ આપવાને કબૂલ કીધું. પછી એકદમ અંગ્રેજ લશ્કર મ્હૈસૂરમાં ગયું. સદાશીર[1] આગળ એક યુદ્ધ થયું તેમાં જેનરલ સ્ટુઅર્ટે ટીપુને હરાવ્યો. હેરીસ બીજું લશ્કર લઈને માલવેલ્લી[1] ગયો. અહીં પણ યુદ્ધ થયું તેમાં ટીપુનું કાંઈ ચાલ્યું નહિ. આખરે બન્ને અંગ્રેજી લશ્કર એકઠાં થઈ શ્રીરંગપટ્ટણ આગળ આવી પહોંચ્યાં, અને તેને એકદમ જબરો ઘેરો ઘાલ્યો. આ જોઈ ટીપુના હાથ-પગ ભાંગ પડ્યા. મેની ૧૯મી તારીખે ટીપુની રાજધાનીના કોટમાં ગબારૂં પાડ્યું અને એ શહેર અંગ્રેજોએ લઈ લીધું. સુલતાનનું શબ કપાયલા માણસોના ઢગલામાંથી માલમ પડ્યું. બીજે દિવસે તેને લશ્કરી દબદબાથી ભૂમિદાહ કરવામાં આવ્યું. લૉર્ડ વેલ્સલિએ ટીપુના રાજ્યનો થોડોક ભાગ નિજામને આપ્યો અને કનેરા, કોઈમબટૂર[2]; અને વાઈનાદરનાં પરગણાં અંગ્રેજોને સારૂ રાખ્યાં. મ્હૈસૂરના અસલના રાજાના કુટુંબના કૃષ્ણરાજ નામના પાંચ વર્ષના નાના છોકરાને બાકી રહેલા રાજ્યનો મહારાજા કીધો.

આ નવો રાજા સગીર હોવાથી પૂર્ણીઆ નામનો પ્રધાન રાજ્ય-કારભાર ચલાવતો હતો. એ દરમ્યાન સને ૧૮૦૫ સુધી જે. વેલ્સ્લેએ મ્હૈસૂરના કમિશનર તરીકે કામ બજાવ્યું, અને એની કારકીર્દીથી લોકોમાં સુખશાંતિ થઈ. સને ૧૮૧૨ માં પૂર્ણીઆને પેન્શન આપવામાં આવ્યું અને તેની જગાએ લિંગરાજ દીવાન થયો. હવે રાજાએ તમામ તિજોરી ખાલી કીધી અને રૈયત ઉપર બેસુમાર જૂલમ વરસાવવા લાગ્યો. સને ૧૮૩૨ માં અંગ્રેજ સરકાર વચ્ચે પડી અને રાજાને ઘણી સમજુતી આપી, પણ તે સુધર્યો નહિ, તેથી ગવર્નર-જેનરલે તમામ રાજકારભાર છીનવી લીધો, રાજાને એક મોટું પેન્શન બાંધી આપ્યું અને રાજ્યમાં સુધારો કીધો. એ રાજા સને ૧૮૬૮ માં મરણ પામ્યો. એણે ચામરાજેંદ્ર કરી પોતાના એક સગાને દત્તક લીધો હતો તેને અંગ્રેજ સરકારે કબૂલ રાખ્યો અને તેને રીતસર રાજ્યાભિષેક કીધો (૧૮૮૧).

---

૧ શ્રીરંગપટ્ટણ પાસે. ૨ નીલગિરિ પાસે.

# प्रकरण ८ मुं.

# ब्रिटिश हिंदुस्तानना गवर्नर-जेनरलो, सने १७७४थी १८९१ सुधी.

## ૧. વોરન હેસ્ટિંગ્સ (૧૭૭૪-૧૭૮૫).

૧. બંગાળાના ગવર્નરો; બંગાળામાં બેવડી સત્તાને લીધે અંધેર અને તે દૂર કરવાની યોજના; વોરન હેસ્ટિંગ્સ બંગાળાનો ગવર્નર. ૨. રોહિલા વિગ્રહ, ૧૭૭૪. ૩. રેગ્યુલેટિંગ આક્ટ, ૧૭૭૪. ૪. વોરન હેસ્ટિંગ્સ, પ્હેલો ગવર્નર-જેનરલ; પ્હેલા કૌન્સિલરો; નંદકુમાર. ૫. પહેલો મરેઠી વિગ્રહ (૧૭૭૫-૮૨). ૬. બીજો મ્હૈસૂર વિગ્રહ (૧૭૮૦-૮૪)-પોલિલોર (૧), પાર્ટોનોવો, પોલિલોર (૨) અને શોલિંઘરનાં યુદ્ધો. ૭. બનારસમાં બખેડો અને ચૈતસિંગની હાર, ૧૭૮૦. ૮. અયોધ્યાની બેગમો ઉપર જૂલમ. ૯. હેસ્ટિંગ્સનું ઇંગ્લંડ જવું, ૧૭૮૫. ૧૦. ફોકસનો કાયદો (૧૭૮૩). ૧૧. પિટનો કાયદો (૧૭૮૪).

૧. ક્લાઇવ સ્વદેશ ગયો ત્યારપછી વેરેલ્સ્ટ (૧૭૬૭-૬૯) અને કાર્ટીઅર (૧૭૬૯-૭૨) અનુક્રમે બંગાળાના ગવર્નરો હતા. આ બધી વખત બંગાળામાં બેનો અમલ ચાલતો હતો-થોડોઘણો નવાબના દેશી અમલદારોનો અને થોડોઘણો કમ્પની સરકારનો. આવા કારભારથી ઘણુંજ અંધેર ચાલતું અને અન્યાય થતો. આનો અટકાવ કરવાને કમ્પનીએ વોરન હેસ્ટિંગ્સને આખું રાજ્ય પોતાના હસ્તકમાં લેવાનો હુકમ આપી બંગાળાનો ગવર્નર નીમ્યો, ૧૭૭૨. હેસ્ટિંગ્સે રાજ્યનું સ્થળ મુર્શીદાબાદ હતું તે બદલી કલકત્તા કીધું. એણે બંગાળાના ગવર્નર તરીકે સને ૧૭૭૪ સુધી રાજ્ય ચલાવ્યું.

૨. **રોહિલા વિગ્રહ, ૧૭૭૪.**—રોહિલા લોકો અફઘાન જાતના હતા. તેઓ કાબૂલ અને કંદહારથી હિંદુસ્તાનમાં આવ્યા હતા. તેઓએ મુગલોની સારી નોકરી બજાવી હતી તેના બદલામાં તેઓને રામગંગા નદીનો ફળદ્રુપ પ્રદેશ જેને રોહિલખંડ[1] કરીને કહેછે તે મળ્યો હતો. સને ૧૭૭૩માં મરેઠા લોકો રોહિલખંડને લૂટી ચાલ્યા ગયા. હવે અયો-

---

[1] વાયવ્ય પ્રાંતોમાં.

ધ્યાના નવાબ શુજા-ઉદ્-દૌલાએ રોહિલા પાસે ૪૦ લાખ રૂપીઆ માગ્યા, અને કારણ એવું બતાવ્યું કે મરેઠાઓથી તમારૂં રક્ષણ કરવાને તમે મને એ રકમ આપવાનું વચન આપ્યું હતું. આ રૂપીઆ આપવાની તેઓએ ના કહી. પણ નવાબ એકલો તેમને જીતી શકે એવો નહોતો, તેથી તેણે વોરન હેસ્ટિંગ્સની મદદ માગી. વોરન હેસ્ટિંગ્સે ૪૦ લાખ રૂપીઆ લઈ તેને મદદ આપી, રોહિલાને હરાવ્યા, અને તેમનો મુલક લઈ લીધો.

૩. રેગ્યુલેટિંગ આકટ, ૧૭૭૪— અંધેર, લાંચ રૂશ્વત વગેરેને દૂર કરવાને ઈંગ્લંડની પાર્લ્યમેન્ટે એક કાયદો પસાર કીધો તેને રેગ્યુલેટિંગ આકટ (રાજ્ય ચલાવવાનો કાયદો) કહેછે. એ કાયદામાં એવું લખ્યું હતું કે

(૧) હિંદુસ્તાનના બીજા ઇલાકાને બંગાળા ઇલાકાના તાબામાં ગણવા.

(૨) એ ઇલાકાના ઉપરીને ગવર્નર-જેનરલ એવું નામ આપવું.

(૩) તેને ચાર કૌન્સિલરો મદદ કરે.

(૪) એક મુખ્ય ન્યાયાધીશ અને બીજા ત્રણ ન્યાયાધીશોની એક વરિષ્ઠ કોર્ટ કલકત્તામાં સ્થાપવી અને તેઓના ઉપર ગવર્નર-જેનરલની કશી સત્તા રહે નહિ.

૪. આ કાયદાની રૂએ વોરન હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર-જેનરલ થયો અને કર્નલ મોન્સન, જેનરલ કલેવરીંગ, મિ૰ ફ્રાન્સિસ, અને મિ૰ બાર્વેલ પહેલા કૌન્સિલરો હતા. આમાંના પહેલા ત્રણને હેસ્ટિંગ્સ સાથે બનતું નહોતું અને તેઓમાંના દરેકને મત આપવાનો સરખો હક હતો, તેથી તેઓ દરેક બાબતમાં હેસ્ટિંગ્સનું ચાલવા દેતા નહિ. દેખીતી રીતે હેસ્ટિંગ્સની સત્તા જતીજ રહી હતી અને તેથી એની ઉપર ઘણાં તહોમતો મૂકવામાં આવ્યાં, તેમાં નંદકુમારે જે તહોમત મૂક્યું તે ઘણુંજ ભારી હતું. એણે એવું તહોમત મૂક્યું કે હેસ્ટિંગ્સે મીર જાફરની વિધવા બેગમ પાસે ૩॥ લાખની લાંચ લીધી છે. જ્યારે આ કામ ચાલતું હતું ત્યારે નંદકુમાર ઉપર ખોટા દસ્તાવેજ બનાવવાનો આરોપ મૂકી તેને પરહેજ કીધો. એની તપાસ સર એલિજા ઈમ્પેએ વરિષ્ઠ કોર્ટમાં ચલાવી. આ ન્યાયાધીશ હેસ્ટિંગ્સનો મિત્ર હતો. તેણે એને ગુન્હેગાર ઠરાવી ફાંસીની શિક્ષા કીધી.

૫. મરેઠા લોકોની રાજ્યનીતિ સાથે હેસ્ટિંગ્સનો જે સંબંધ છે તે પાંચમા પ્રકરણમાંથી (પહેલો મરેઠી વિગ્રહ, ૧૭૭૫ થી સાલબાઈના કરાર, ૧૭૮૨ સુધી) વિદ્યાર્થિએ શીખી લેવા.

૬. હવે હૈદરે કર્ણાટકમાં લડાઈ મચાવી (૧૭૮૦). જ્યારે બેલી પોલિલોર આગળ હારી ગયો અને કેદ પકડાયો ત્યારે હેસ્ટિંગ્સે સર આયર કૂટને એક લશ્કર આપી મોકલ્યો. પોર્ટોનોવો, પોલિલોર, અને શોલિંઘરનાં યુદ્ધ (૧૭૮૧) અને અંગ્રેજોનો જય વગેરે સાતમા પ્રકરણમાંથી (બીજો મ્હેસૂર વિગ્રહ (૧૭૮૦-૮૪) પાને ૫૨ મે) શીખી લેવું.

૭. બનારસમાં બખેડો (૧૭૮૦).—જે વખતે અંગ્રેજ લોકો મરેઠા અને હૈદર જોડે લડાઈમાં ગુંથાયલા હતા તે વખતે તેઓ પૈસાની ઘણી ભીડમાં હતા. હેસ્ટિંગ્સે બનારસના રાજા ચેતસિંગ પાસે ધારા ઉપરાંત ખંડણી માગી. આ માગણી રાજાએ કબૂલ ન કરી તેથી જોર જૂલમથી તે કહડાવાને હેસ્ટિંગ્સ બનારસ ગયો. આ ઉપરથી ચૈતસિંગે લોકોને ઉશ્કેર્યા અને હેસ્ટિંગ્સ મરતો મરતો બચ્યો. એને ચુનાર[1] ન્હાસી જવું પડ્યું. એ દરમ્યાનમાં લશ્કર એકઠું થયું. ચૈતસિંગ હારી ગયો, તેથી તેને ન્હાસી જવાની જરૂર પડી. તે પાછો બનારસ આવ્યોજ નહિ. એના ભત્રીજાને ગાદીએ બેસાડી બનારસની વાર્ષિક ખંડણી સાડી બાવીસ લાખ હતી તે વધારીને ૪૦ લાખની કીધી.

૮. અયોધ્યાની બેગમો.—સને ૧૭૭૫ માં અયોધ્યાનો નવાબ શુજા-ઉદ્-દોલા મરણ પામ્યો. ત્યાર પછી રાજ્યનો અખૂટ ખજાનો બેગમોના હાથમાં આવ્યો. સગીર ઉમ્મરના નવાબ અસફ-ઉદ્-દૌલાને પોતાના લશ્કરને આપવાને ભારે કરજ કરવું પડ્યું. સને ૧૭૮૧ માં એણે એમ કહ્યું કે એ કરજ મારાથી અપાઈ શકાશે નહિ. તે ઉપરથી હેસ્ટિંગ્સે બેગમો પાસેથી ૭૬ લાખ રૂપીઆ જોર જૂલમથી કહડાવવા દીધા.

---

[1] ગંગાનદી ઉપર બનારસની પાસે.

૯. આ બન્ને કામો કોર્ટ ઑવ્ ડિરેક્ટરોએ નાપસંદ કીધાં, તેથી હેસ્ટિંગ્સે રાજીનામું આપ્યું અને સને ૧૭૮૫ ના ફેબ્રુઆરી માસમાં ઈંગ્લંડ ગયો. ત્યાં એ સને ૧૮૧૮ માં મરણ પામ્યો. એ ઘણો કાબેલ, ન્હોંચેલો, હિમ્મતવાન, અને ખટપટી રાજદ્વારી પુરૂષ હતો.

હેસ્ટિંગ્સ હિંદુસ્તાનમાંથી ગયો, ત્યાર પહેલાં એ દેશના રાજ્યમાં નીચે મુજબ અગત્યના ફેરફાર થયા.

૧૦. ફોકસનો કાયદો, ૧૭૮૩—તેની નેમ એ હતી કે

(૧) બ્રિટિશ હિંદુસ્તાનનું રાજ્ય ખુદ ઇંગ્લંડના રાજ્યકર્ત્તાને સોંપી દેવું.

(૨) પાર્લ્યમેન્ટે નીમેલા સાત કમિશનરોએ રાજ્ય ચલાવવું તથા નવ મદદનીશ ડિરેક્ટરોએ વ્હેપારનું કામ ચલાવવું.

એ કાયદો આમની સભાએ પસાર કીધો, પણ ઉમરાવોની સભાએ નામંજૂર કીધો.

૧૧. પિટનો કાયદો, ૧૭૮૪—એમાં એવું હતું કે

(૧) ઇંગ્લંડના રાજાનો નીમેલો પ્રધાન અને "બોર્ડ ઑવ્ કંટ્રોલ" નામની એક સભાના હાથમાં રાજ્યની બધી સત્તા રહે.

(૨) તે ગવર્નર-જેનરલને નીમે.

(૩) ગવર્નર-જેનરલથી સ્વરક્ષણના વખત સિવાય લડાઇ અથવા સલાહ થાય નહિ.

(૪) ગવર્નર-જેનરલની સભાના સભાસદો ચારના લઘુ કરવા; અને તેમાંનો એક હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતિ જોઇએ.

---

## ૨. લોર્ડ કોર્નવોલિસ (૧૭૮૬-૧૭૯૩).

૧. સર જોન મેકફર્સન. ૨. બીજો મ્હૈસૂર વિગ્રહ (૧૭૯૦-૯૨). ૩. જમાબંદીની રીતો. ૪. કાયદાની કોર્ટમાં કરેલા સુધારા.

૧. એ સને ૧૭૮૬ ના સપ્ટેમ્બર માસમાં કલકત્તે આવી પહોંચ્યો. એ અરસામાં કૌન્સિલના વડા સભાસદ સર જોન મેકફર્સને ગવર્નર-જેનરલ તરીકે કામ ચલાવ્યું. લોર્ડ કોર્નવોલિસે પહેલું તો એ કામ કીધું કે એણે લાંચ રૂશ્વત અને અન્યાય દૂર કરવાને કમ્પનીના નોકરોના પગારમાં વધારો કરી આપ્યો.

૨. આ વખતે અંગ્રેજ લોકો સને ૧૭૯૦–૯૨ સુધી ત્રીજા મ્હૈસુર વિગ્રહમાં રોકાયલા હતા. એ વિગ્રહનું પરીણામ તેઓને બીલકુલ લાભકારક હતું (જૂઓ પાને ૫૩ મે).

૩. **જમાબંદીની રીતો.**—હિંદુસ્તાનમાં જમીનની મ્હેસુલ ઉઘરાવવાની ત્રણ રીતો ચાલેછે :—

(૧) **જમીનદારી રીત.**— એમાં જમીનની મ્હેસુલ હમેશાંને વાસ્તે નક્કી કરેલી હોય છે અને તે મ્હોટા જમીદારો કહેવાય છે તેની પાસેથી ઉઘરાવાય છે. એ રીત સને ૧૭૯૩ માં લોર્ડ કોર્નવાલિસે દાખલ કીધી.

(૨) **રૈયતવારી રીત.**— એમાં દરેક ખેડુતે કેટલી રકમ ભરવી તેનો બંદોબસ્ત કરેલો હોય છે.

(૩) **ગામવારી રીત.**— એથી દરેક જૂદા જૂદા ગામડાના લોકો પોતાની હદમાં આવેલી જમીનની મ્હેસુલ ભરવાને જવાબદાર હોય છે.

પહેલી બંગાળાના દક્ષિણ પ્રાંતમાં ચાલે છે, બીજી મુંબઈ અને મદ્રાસ ઈલાકામાં ચાલે છે અને ત્રીજી મધ્યપ્રાંતો, બંગાળાના વાયવ્ય પ્રાંતો, અને પંજાબમાં ચાલે છે.

૪. **કાયદાની કોર્ટમાં કરેલા સુધારા.**—લોર્ડ કોર્નવોલિસે કાયદાની કોર્ટમાં કેટલાક સુધારા કીધા. અત્યારસુધી તો મ્હેસુલ બાબતનો ઉપરી કલેક્ટર હતો અને તે ન્યાય અને ફોજદારી બન્નેનો ઉપરી હતો. આ ગવર્નર–જેનરલે એકને બદલે બે કોર્ટો સ્થાપી અને ન્યાય અને ફોજદારી બન્નેના અમલદારો જૂદા નીમ્યા. દરેક જીલ્લામાં અને મુખ્ય શહેરોમાં દીવાની અદાલતો સ્થાપી.

---

## ૩. સર જોન શોર ઉર્ફે લોર્ડ ટેઇનમથ (૧૭૯૩–૯૮).

૧. એની દેશી રાજાઓના કજીયામાં વચ્ચે ન પડવાની રાજનીતિ ; અયોધ્યાની ગાદી માટે તકરાર ; સાદતઅલી નવાબ થયો.

૧. એની કારકીર્દીમાં કોઈ અગત્યની બીના બની નથી. એની રાજનીતિ એવી હતી કે દેશી રાજાઓમાં માંહેમાંહેના કજીઆ થાય તેમાં વચ્ચે પડવું નહિ. એકજ બાબતમાં એને વચ્ચે પડવું પડયું. કલાઈવના

વખત પછી અયોધ્યાનો નવાબ મરેઠા દુશ્મનોથી પોતાનું રક્ષણ કરવાને અંગ્રેજો ઉપરજ આધાર રાખતો હતો. એક અંગ્રેજી લશ્કર જેનો ખર્ચ અયોધ્યાના નવાબ પાસેથીજ મળતો હતો તે ફત્તેહઘઢ[1] આગળ રાખવામાં આવ્યું હતું. સને ૧૭૯૭ માં અયોધ્યાનો નવાબ અસફ-ઉદ્-દૌલા મરણ પામ્યો ત્યારે તેની ગાદી માટે વજીરઅલી અને સાદતઅલી એ બે જણે દાવો કીધો. એનો બંદોબસ્ત કરવાને સર જોન શોર લખનોર ગયો. એણે સાદતઅલીને ગાદીએ બેસાડ્યો અને વજીરઅલીને કેદી તરીકે બનારસ મોકલી દીધો. વજીરઅલીએ પાછળથી બંડ કરવાની કોશિશ કીધી, પણ કાંઈ ફાવ્યો નહિ.

સર જોન શોર સને ૧૭૯૮ ના માર્ચમાં હિંદુસ્તાનમાંથી ગયો.

---

## ૪. લોર્ડ વેલ્સ્લે ઉર્ફે મોર્નિંગટન (૧૭૯૮–૧૮૦૫).

૧. કુમક આપવાની પદ્ધતિ. ૨. ચોથો મ્હૈસૂર વિગ્રહ-મલાશીર અને માલવેલીનાં યુદ્ધ અને મ્હૈસૂરની જીત, ૧૭૯૯. ૩. અયોધ્યાના કારભાર; કર્ણાટક અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું, ૧૮૦૧. ૪. બીજો મરેઠી વિગ્રહ, ૧૮૦૩–અસાઈ, દિલ્હી, લાસ્વારી, આગ્રા અને આર્ગામનાં યુદ્ધો; દેવગામ અને સર્જી અંજનગામના કરાર. ૫. ત્રીજો મરેઠી વિગ્રહ (૧૮૦૪–૧૮૦૫)–ડીગ અને ફરક્કાબાદના યુદ્ધો, ૧૮૦૪; ભરતપુરનો ઘેરો; હોલ્કર સાથે સલાહ. ૬. લોર્ડ વેલ્સ્લેનું ઇંગ્લંડ જવું; એના વખતમાં રાજ્યનો વિસ્તાર.

એ હિંદુસ્તાનમાં આવતાં વારને દેશી રાજાઓનાં કામોમાં વચ્ચે પડ્યો.

૧. **કુમક આપવાની પદ્ધતિ.**—જે દેશી રાજાઓએ આ પદ્ધતિ પ્રમાણે ચાલવાને કબૂલ કીધું તેઓએ હિંદુસ્તાનમાં અંગ્રેજોને સર્વોપરી ગણ્યા; તેઓથી અંગ્રેજોની સલાહ વગર કોઈ સાથે લડાઈ કે સલાહ થાય નહિ; અને તેઓના રાજ્યમાં જે અંગ્રેજની ફોજ રહે તેનો ખરચ તેઓ આપે. લોર્ડ વેલ્સ્લેએ કેટલાક દેશી રાજાઓ સાથે આવા કરાર કર્યા. આથી તેઓએ પોતાની સ્વતંત્રતા ખોઈ, પણ પોતાના રાજ્યની સલામતી મેળવી. આ પદ્ધતિ વોરન હેસ્ટિંગ્સે અયોધ્યાની બાબતમાં પહેલ વહેલાં દાખલ કરી હતી અને લોર્ડ વેલ્સ્લેએ એને પાકી રીતે અમલમાં આણી.

---

૧ આગ્રા પાસે.

૨. સને ૧૭૯૯ માં ટીપુએ મરેઠા, નિજામ, અફઘાન સરદાર જમાનશાહ, અને ફ્રેન્ચ એ લોકોની મદદ માગીને હિંદુસ્તાનમાંથી અંગ્રેજોનું રાજ્ય કહાડી નાખવાને પ્રયત્ન કીધું. આ ઉપરથી લોર્ડ વેલ્સલીએ લડાઈ જાહેર કીધી ( ચોથો મ્હૈસૂર વિગ્રહ, જૂઓ પાને ૫૩-૫૪ મે ). આ વિગ્રહમાં **સદાશીર** અને **માલવેલી**નાં યુદ્ધ થયાં. એ બન્નેમાં ટીપુ હારી ગયો. આખરે અંગ્રેજોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. ટીપુ ઘણીજ બહાદૂરીથી લડયો, પણ રણમાં પડયો. શ્રીરંગપટ્ટણ અંગ્રેજોને હાથ આવવાથી તેઓની સત્તા કન્યાકુમારી ભૂશિરથી છેક કૃષ્ણા નદી સુધી સ્થપાઈ.

**૩. અયોધ્યા અને કર્ણાટકના કારભાર** (૧૮૦૧) —અયોધ્યાનો નવાબ **સાદતઅલી** અને તેનો વજીર બરાબર રીતે રાજ્ય ચલાવતા નહોતા, અને લોકો ઉપર જૂલમ કરતા હતા, તેઓ કુમકની પદ્ધતિની શરત મુજબ અંગ્રેજના લશ્કરને ખરચ બરાબર પૂરો પાડતા નહોતા. તેથી લોર્ડ વેલ્સલીએ નવાબ પાસે લશ્કરના ખરચને પેટે કેટલાક પ્રાંતો ( હાલ જે વાયવ્ય પ્રાંતો કહેવાય છે તેમાંનો ઘણો ભાગ ) લીધા. કર્ણાટકનો ઘરડો નવાબ મહમ્મદઅલી સને ૧૭૯૫ માં મરણ પામ્યો. એની પછી એનો છોકરો ગાદીએ બેઠો. એણે સને ૧૮૦૧ માં મોટું પેન્શન લઈ પોતાનું રાજ્ય અંગ્રેજને સોંપી દીધું.

૪. સને ૧૮૦૩ માં **બીજો મરેઠી વિગ્રહ** જાગ્યો. જસવંતરાવ હોલ્કરે બાજીરાવની રાજધાની પૂના લઈ લીધું અને બાજીરાવ જાતે ન્હાસી ગયો અને ત્યાં અંગ્રેજો સાથે કરાર (**વસઈના કરાર**, જૂઓ પાને ૩૫ મે) કીધા. એ કરારથી તે તાબાનો રાજા થયો. આથી **સિંધિયા** અને **ભોંસલે** બન્ને ગુસ્સે થયા અને અંગ્રેજો સાથે લડાઈ ચાલી. ( **બીજો મરેઠી વિગ્રહ**, ૧૮૦૩, જૂઓ પાનાં ૩૫-૩૭.) એમાં પાંચ યુદ્ધો થયાં—**અસાઈ, દિલ્હી, લાસ્વારી, આગ્રા,** અને **આર્ગાંમ**. એ સઘળાંમાં અંગ્રેજોનો જય થયો. **દેવગામ** અને **સર્જી અંજેગામના** કરાર ( જૂઓ પાને ૩૬-૩૭ મે ) થી અંગ્રેજો હિંદુસ્તાનના મોટા ભાગના ધણી થયા.

૫. બીજો મરેઠી વિગ્રહ પૂરો થયો કે તરતજ ત્રીજો થયો (જૂઓ પાને ૩૭મે). બીજા મરેઠી વિગ્રહમાં હોલ્કરે કંઇજ ભાગ લીધો નહોતો. તેથી હવે તે અંગ્રેજો સાથે લડાઇ કરવા નીકળ્યો. બે યુદ્ધો થયાં—ડીગ અને ફરૂખાબાદ આગળ—એ બન્નેમાં હોલ્કર હારી ગયો (૧૮૦૪). અંગ્રેજ સરદાર લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો, કારણકે ત્યાંનો રાજા હોલ્કરની સાથે મળી ગયો હતો. પણ તેમાં તે ફત્તેહ પામ્યો નહિ. આખરે હોલ્કર મદદની આશાએ પંજાબ ગયો, પણ ત્યાં કંઇ ફાવ્યો નહિ, તેથી તેણે સલાહ કરી (૧૮૦૫).

૬. લોર્ડ વેલ્સ્લે કીર્તિથી અને ફતેહમંદીથી રાજ્ય કરીને સને ૧૮૦૫ના આગષ્ટમાં કલકત્તેથી વિલાયત ગયો. એણે ઇસ્ટ ઇન્ડિઆ કમ્પનીનો મુલક વધારીને અગાઉ કરતાં બમણો કીધો અને તેના મોટા રાજ્યને મજબૂત પાયા ઉપર મૂક્યું.

---

## ૫. લોર્ડ કોર્નવોલિસ (બીજીવાર) અને સર જ્યોર્જ બાર્લો (૧૮૦૫–૧૮૦૭).

૧. લોર્ડ કોર્નવોલિસ; એનું મરણ; સર જ્યોર્જ બાર્લો; વેલોરમાં બંડ, ૧૮૦૬, કર્નલ ગિલેસ્પીએ સમાવ્યું.

૧. લોર્ડ કોર્નવોલિસ બીજી વાર ગવર્નર-જેનરલ નીમાયો, પણ એને આવ્યાને થોડા માસ થયા એટલે મરણ પામ્યો. એની જગાએ સર જ્યોર્જ બાર્લો આવ્યો. એના વખતમાં વેલોરમાં દેશી સિપાઇઓએ તેઓના માથાના પહેરવેશમાં ફેર કરવાથી તથા આપણને ખ્રિસ્તી કરવાના છે એમ સમજવાથી બંડ કરચું. સને ૧૮૦૬ના જુલાઇની દસમી તારીખે તેઓ ત્યાંની ગોરી પલટણ સામે ઉઠ્યા, અને તેમનામાંના ૧૧૩ જણને કતલ કીધા. કર્નલ ગિલેસ્પી જે આર્કટમાં હતો તેણે એકદમ ત્યાં જઇને બંડખોરોને વિખેરી નાખ્યા.

હવે સર જ્યોર્જ બાર્લોને ગવર્નર-જેનરલની પદ્દી ઉપરથી નીચી પાયરીએ આણી મદ્રાસનો ગવર્નર બનાવ્યો.

## ૬. અર્લ ઑવ્ મિન્ટો (૧૮૦૭-૧૮૧૩).

૧. અમીરખાંને ન્હસાડયો. ૨. ત્રાવણકોરનો કારભાર. ૩. મોરિશસ, બુર્બો, શરીગેઝની જીત (૧૮૦૯-૧૦); જાવા અને એમ્બોયનાની જીત, ૧૮૧૨. ૪. રણજીતસિંગ સાથે કરાર; સિંધ, કાબૂલ અને ઇરાન જોડે કરાર. ૫. કમ્પનીને નવો પટો કરી આપ્યો, ૧૮૧૩.

૧. એ દેશી રાજાઓના કામમાં વચ્ચે પડવું નહિ એવો પાકો નિશ્ચય કરીને હિંદુસ્તાનમાં આવ્યો. પણ એને પોતાની મરજીથી ઉલટા ચાલવું પડ્યું. અમીરખાં જે લૂટારાઓનો સરદાર હતો તેણે વરાડના રાજાના મુલક ઉપર ચ્હડાઈ કરી; અંગ્રેજનું એક લશ્કર એની સામા મોકલ્યું, તેથી નાઠો.

૨. ત્રાવણકોરનો કારભાર.—થોડોક વખત થયાં ત્રાવણકોરનું રાજ્ય છેક હાલહવાલ થઈ ગયું હતું. રેસિડન્ટ વચ્ચે પડ્યો, તેથી દીવાન ગુસ્સે થયો. તેણે કેટલીક અંગ્રેજની રૈયતને કતલ કીધી અને કવીલન[1]માં રેસિડન્ટના બંગલા ઉપર હલ્લો કીધો. આ ઉપરથી અંગ્રેજોએ એ દેશને પોતાના કબજામાં લીધો, ૧૮૦૮. એ તેઓના હાથમાં સને ૧૮૧૩ સુધી રહ્યો.

૩. બુર્બો વગેરેની જીત—ફ્રેન્ચ ચાંચીઆઓ મોરિશસ, બુર્બો[2] અને શરીગેઝ[3] બેટોમાંથી નીકળી આવી અંગ્રેજોનાં વ્હેપારનાં વહાણો લૂટી લેતા. સને ૧૮૦૯ અને ૧૮૧૦માં તેઓની સામે બે કાફલા મોકલવામાં આવ્યા, અને આ બેટોને લઈ લીધા. બુર્બો સને ૧૮૧૪ માં ફ્રાન્સને પાછો આપ્યો. સને ૧૮૧૨ માં જાવા અને એમ્બોયના વલંદા લોકો પાસેથી જીતી લીધા.

૪. લાહોરનો રાજા રણજીતસિંગ પતીઆળા અને જહીંદ[4]માં પગપેસારો કર્યા કરતો હતો, તેથી સને ૧૮૦૯ માં તે બે પ્રાંતના સરદારોએ પોતાના રક્ષણને માટે લોર્ડ મિન્ટોની મદદ માગી. મિ૰ મેટ્કાફને

---

૧ ત્રાવણકોરના કિનારા ઉપર. ૨ હિંદી મહાસાગરમાં મેડાગાસ્કરની પૂર્વે. ૩ લુધીઆનાની દક્ષિણે. ૪ પાણીપત પાસે.

રણજીતસિંગ પાસે એલચી તરીકે મોકલ્યો, અને એવા કરાર થયા કે રણજીતસિંગ સતલજ નદીની દક્ષિણ તરફના પ્રાંતો ઉપર કશી તરેહનો પોતાનો હક બજાવે નહિ અને અંગ્રેજો સાથે મિત્રાચારી રાખે. ફ્રેન્ચ અને રૂશયાનાં કાવતરાંનો અટકાવ કરવાની અને હિંદુસ્તાનમાં સલાહ સંપ રાખવાની મતલબથી સિંધ, કાબૂલ, અને ઈરાન જોડે પણ કરારો કરવામાં આવ્યા.

૫. સને ૧૮૧૩ માં કમ્પનીને બીજાં ૨૦ વર્ષનો પટો કરી આપ્યો, તેની રૂએ હિંદુસ્તાન સાથે વ્હેપાર કરવાને જે તેઓનો એકલાનોજ હક હતો તે લઈ લેવામાં આવ્યો, પણ ચીન સાથે વ્હેપાર કરવાનો તેઓનાજ હાથમાં રહ્યો.

લૉર્ડ મિન્ટો સને ૧૮૧૩ માં ઈંગ્લંડ ગયો.

## ૭. માર્ક્વિસ ઑવ્ હેસ્ટિંગ્સ ઉર્ફે અર્લ ઑવ્ મોયરા (૧૮૧૪-૧૮૨૩).

૧. માર્કવિસ ઑવ્ હેસ્ટિંગ્સ. ૨. નેપાળ વિગ્રહ (૧૮૧૫-૧૬)—આલ્મોરા અને મકવાનપુરનાં યુદ્ધો, ૧૮૧૬. ૩. ચોથો મરેઠી વિગ્રહ (૧૮૧૭-૧૮). ૪. નાગપુર વિગ્રહ (૧૮૧૭)—સીતાબાલ્ડી અને નાગપુરનાં યુદ્ધો. ૫. પીંઢારા વિગ્રહ (૧૮૧૭-૧૮)—માહિદપુરનું યુદ્ધ, ૧૮૧૭; મંદેશ્વરના કરાર, ૧૮૧૮.

૧. એ એક પ્રખ્યાત યોદ્ધો, ચતુર રાજ્યદ્વારી પુરૂષ, અને સારી રીતભાત અને ચાલનો માણસ હતો. એ સને ૧૮૧૪ ના અકટોબરમાં હિંદુસ્તાન આવ્યો.

૨. **નેપાળ અથવા ગુર્ખા વિગ્રહ (૧૮૧૫-૧૬).—કારણ**—ગુર્ખા લોકો જેણે થોડાંક વર્ષ ઉપર નેપાળ જીતી લીધું હતું તેના રાજાએ અંગ્રેજોના રક્ષણ તળેના ભૂટવાલના જમીદારને કેદ કરી તેનું રાજ્ય લઈ લીધું, અને અંગ્રેજોના ૧૮ પોલીસ અમલદારોને મારી નાખ્યા.

**જાણવાજોગ હકીકત.**—લૉર્ડ હેસ્ટિંગ્સે જેનરલ ગિલેસ્પી અને ઓકટરલોનીને મોકલ્યા. પણ ગિલેસ્પી હરદ્વાર[1] પાસેનો કલંગનો

[1] ગંગા નદી ઉપર, પાણીપતની પાસે.

કિલ્લો લેતાં કપાઇ મુઓ અને એના લશ્કરની કેટલીક હાર થઇ. જેનરલ ઓકટરલોનીએ મહા મુશીબતે રામઘઢની ટેકરીનો કબજો લીધો અને બિલાસપુર[1]ના રાજાને નેપાળના રાજાના પક્ષમાંથી છૂટો પાડયો. સને ૧૮૧૫ માં અંગ્રેજને એ લાભ થયો કે મલુન[2] પ્રાંત પોતાના હાથમાં આવ્યો. સને ૧૮૧૬ માં જેનરલ ઓકટરલોનીએ ગુરખા સરદાર અમારસિંગને આલ્મોરાર અને મકવાનપુરનાં[3] યુદ્ધોમાં હરાવ્યો. એજ વરસમાં સલાહ થઇ.

૩. હેસ્ટિંગ્સના રાજ્યનો મરેઠાઓનો ઇતિહાસ પાંચમા પ્રકરણમાં પાને ૩૭-૩૮ મે) મુખ્તેસર આપેલો છે. તેમાં ત્રણ મુખ્ય બીના સમાયલી છે.—(૧) બાજીરાવ ૨ જાનાં કાવતરાં, તેની લ્હડતી, અને ચોથો મરેઠી વિગ્રહ (૧૮૧૭-૧૮); (૨) પીંઢારા સાથે વિગ્રહ; અને (૩) નાગપુર વિગ્રહ. છલ્લી બે મુખ્તેસર હકીકત નીચે આપી છે.

૪. નાગપૂર વિગ્રહ (૧૮૧૭).—કારણ–સને ૧૮૧૬ના માર્ચમાં વરાડનો રાજા રઘુજી ભોંસલે મરણ પામ્યો. એની પછી પર્સોજી ગાદીએ બેઠો; પણ એ હેલદીલ હોવાથી રાજ્યનો કારભાર એના કાકાના છોકરા આપા સાહેબને હાથ આવ્યો. એ ચોથા મરેઠી વિગ્રહમાં પણ સામેલ હતો. એણે પર્સોજીને મારી નાખ્યો અને પછી પોતે ગાદીએ બેઠો. એણે સીતાબાલ્દી આગળ રેસિડન્ટના બંગલા ઉપર હુમલો કર્યો, પણ બીલકુલ હારી ગયો, ૧૮૧૭.

જાણવાજોગ હકીકત.—જેનરલ ડોવેટન મોટું લશ્કર લઇને આવી પહોંચ્યો. આપા સાહેબ તાબે થયો, પણ એના લશ્કરે એનો હુકમ માન્યો નહિ; નાગપુર આગળ એક યુદ્ધ થયું, તેમાં તે તદન હારી ગયું, ૧૮૧૭. એમ છતાં આપા સાહેબને પાછી ગાદી આપી; પણ લાગલોજ તે પાછું કાવતરાં કરવા લાગ્યો. એને મિ૦ જેન્કીન્સે પકડી અલાહાબાદ કેદ મોકલ્યો; પણ રસ્તેથી તે સટકી ગયો, પીંઢારાના સરદાર ચીતુ સાથે મળી ગયો, અને આમ તેમ ઘણો રઝળી રખડીને સીખ લોકના

---

[1] સિમ્લાની પાસે. [2] કુમાઉં પ્રાંતમાં. [3] ખટમંડુની પાસે.

આશ્રય તળે ગયો. આખરે તે જોધપુર ગયો. અહીં તે જીવ્યો ત્યાંસુધી રહ્યો અને એનું કાંઈ નામ નિશાન રહ્યું નહિ.

**૫. પીંઢારા વિગ્રહ (૧૮૧૭-૧૮).**— પીંઢારા લોકો એ મરેઠાઓના ભાડુતી સિપાઈઓ હતા. જ્યારે મરેઠા સરદારો લડાઇ કરતાં બંધ પડયા ત્યારે આ લોકો લૂટફાટ કરીને પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યા. આ વખતે તેઓના ત્રણ સરદારો હતા— **ચીતુ, કરીમખાં,** અને **વસીલ મહમ્મદ.** આ લૂટારાઓને છેક નરમ પાડવાનો હેસ્ટિંગ્સે નિશ્ચય કીધો. કરીમખાં તો તાબે થયો; પણ ચીતુએ હોલ્કરના લશ્કરમાં આશ્રય લીધો. એ હોલ્કરે **તુલસીબાઈ** જે પોતાના છોકરા તરફથી રાજ્ય ચલાવતી હતી તેને મારી નાંખી હતી, કારણ કે એ સ્ત્રી ઉપર એવો વ્હેમ હતો કે એ અંગ્રેજના પક્ષની છે. હોલ્કર અને ચીતુએ હવે અંગ્રેજોની સામા થવાનો ઠરાવ કીધો. સને ૧૮૧૭ માં **માહિદપુર**[૧] આગળ એક મોટું યુદ્ધ થયું, તેમાં અંગ્રેજોના સરદાર હિસ્લોપ અને માલ્કમે તેઓને હરાવ્યા. સને ૧૮૧૮ માં સગીર ઉમ્મરના **મલ્હારરાવ હોલ્કરે મંદેશ્વર** આગળ અંગ્રેજો સાથે કરાર કર્યા.

**મંદેશ્વરના કરાર, ૧૮૧૮.**— આથી મલ્હારરાવ હોલ્કરે રજપૂતો ઉપર એની જે સત્તા હતી તે ઉપરથી હાથ ઉઠાવ્યો અને પોતે અંગ્રેજોનાજ રક્ષણ તળે રહ્યો.

૬. ચીતુએ આમ તેમ નાસભાગ કરવા કીધું અને આખરે એને વાઘે ફાડી ખાધો, ૧૮૧૯. વસીલ મહમ્મદ ઝેર ખાઈ મરણ પામ્યો. આ પ્રમાણે આખો મહારાષ્ટ્ર દેશ તાબે થયો અને તેમાં પાકો બંદોબસ્ત કરવામાં આવ્યો.

માર્કિવસ ઑવ્ હેસ્ટિંગ્સ સને ૧૮૨૩ માં ઈંગ્લંડ ગયો.

---

## ૮. લોર્ડ આમ્હર્સ્ટ (૧૮૨૩-૧૮૨૮).

૧. પહેલો બ્રહ્મી વિગ્રહ (૧૮૨૩-૨૬)— યગામનું યુદ્ધ અને યેન્દાબુના કરાર, ૧૮૨૬, ૨. બરાકપુરનું બંડ, ૧૮૨૬. ૩. ભરતપુર જીતાયું, ૧૮૨૬. ૪. મિ૦ બટરવર્થ બેલી.

---

૧ ઉજ્જનની પાસે.

**૧. પહેલો બ્રહ્મી વિગ્રહ (૧૮૨૩-૨૬)-કારણ-** બ્રહ્મી લોકોએ આરાકાન, મણીપુર[૧] અને આસામ કબજે કરીને સને ૧૮૧૮ માં અંગ્રેજો કને એવી માગણી કરી કે ચિતાગોંગ, મુર્શીદાબાદ અને ઢાકા એમને સ્વાધીન કરો, કારણ કે એ આરાકાનના અસલના રાજ્યને તાબે હતાં. અલબત અંગ્રેજોએ આ માગણીનો તિરસ્કાર કીધો. સને ૧૮૨૩ માં અંગ્રેજી રૈયતના રક્ષણને માટે તેર સિપાઈઓ શાહપુરી બેટમાં આવી રહ્યા. તેઓને બ્રહ્મી લોકોની ટોળીએ કહાડી મૂક્યા અને કાચર[૨] ઉપર ચ્હડાઈ કરી.

**જાણવાજોગ હકીકત**— અંગ્રેજોએ બ્રહ્મદેશના રખડતા રાજાને મદદ કરવાને સર આર્ચિબોલ્ડ કેમ્બેલને મોકલ્યો. તેણે જઈને રંગુન સર કર્યું. બ્રહ્મી લોકોનો સૌથી પ્રખ્યાત સરદાર મહા બંદૂલાને અંગ્રેજોએ દોનાબ્યુ[૩] લેતાં મારી નાખ્યો, ૧૮૨૫. બીજે વરસે પગામ[૪] આગળ એક યુદ્ધ થયું, તેમાં બ્રહ્મીઓ હારી ગયા. આખરે યેન્દાબુ આગળ સલાહ થઈ.

**યેન્દાબુના કરાર, ૧૮૨૬.**— આથી આવાના રાજાએ કબુલ કીધું કે આસામ, કાચર, અને જીન્ત્યા[૫] ઉપરના મારા હકો ઉપરથી મારે હાથ ઉઠાવવો; આરાકાન અને બીજા કેટલાક પ્રાંતો આપી દેવા; અને લડાઈના ખરચને પેટ એક કરોડ રૂપીઆ આપવા.

**૨. બરાકપુરનું બંડ, ૧૮૨૬.**— પેહેલો બ્રહ્મી વિગ્રહ થઈ રહ્યો ત્યાર પછી ૪૭ મી પલટણના સિપાઈઓ બરાકપુરમાં[૬] બંડ કરી ઉઠ્યા. કેમકે તેઓ તરફ ઘણો જુલમ વાપરવામાં આવ્યો હતો; પણ પેગેટે ત્યાં જઈને બંડ સમાવી દીધું.

**૩. ભરતપુર ઉપર હલ્લો, ૧૮૨૬.**— ભરતપુરનો રાજા સને ૧૮૨૬ માં મરણ પામ્યો. તેની ગાદીનો દાવો તેનો ભાઈ બળદેવસિંગ અને ભત્રીજો દુર્જનસાલ કરવા લાગ્યા. અંગ્રેજોએ વચ્ચે પડી બળ-

૧ આસામની પૂર્વે. ૨ મણીપુરની પશ્ચિમે. ૩ ઈરાવતીના મુખ પાસે. ૪ ઈરાવતી નદી ઉપર આવા પાસે. ૫ આસામમાં ચીરાપુંજી પાસે, ૬ કલકત્તા આગળ.

દેવસિંગને ગાદી આપી. પણ તે એક મહિનામાં મરણ પામ્યો. હવે દુર્જનસાલે બળદેવસિંગના કુંવરને કેદ કરી રાજ્ય કબજે કીધું અને અંગ્રેજોની સામે થવાને કોશિશ કીધી. લોર્ડ કોમ્બરમીઅરે ભરતપુરનો કિલ્લો જે ઘણોજ મજબૂત ગણાતો હતો તેને ઘેરો ઘાલી લઈ લીધો. આથી સને ૧૮૦૫ માં ઘેરાકે અંગ્રેજોના ભોભાને ડાઘ લગાડયો હતો તે પાછો જળવાયો, અને ખરા હકદારને ગાદી મળી.

૪. લોર્ડ આમ્હર્સ્ટ સને ૧૮૨૮ના માર્ચમાં હિંદુસ્તાન છોડી ગયા. મિ૦ બાટરવર્થ બેલીએ લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક આવ્યો ત્યાંસુધી ગવર્નર-જેનરલનું કામ ચલાવ્યું.

---

## ૯. લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક (૧૮૨૮–૩૬).

૧. મ્હેસૂરની વ્યવસ્થા; કુર્ગ અંગ્રેજ રાજ્ય સાથે ભેળી દીધું, ૧૮૩૪. ૨. હિંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે આગબોટો ચાલવા લાગી; કમ્પનીનો વેપાર કરવાનો તદ્દન હક જતો રહ્યો, ૧૮૩૪. ૩. સુધારા. ૪. સર ચાર્લ્સ મેટકાફ અને જાહેર છાપાની છૂટ.

૧. મ્હેસૂર અને કુર્ગની વ્યવસ્થા.— મ્હેસૂરમાં અંધેર રાજ્ય ચાલતું હતું, માટે એ પ્રાંત સને ૧૮૩૨ માં અંગ્રેજ અમલદારની સત્તા તળે મૂકવામાં આવ્યો. (એ સને ૧૮૮૧ માં સગીર મહારાજાને પાછો આપ્યો.) કુર્ગનો રાજા અંગ્રેજોનો મિત્ર અને સહાયકારી હતો. એના મરણ પછી એનો ભત્રીજો ગાદીએ બેઠો. બાદશાહી કુટુંબના કોઈ પણ પુરૂષને એણે જીવતો રહેવા દીધો નહિ, અને લોકો તરફ ઘણુંજ ઘાતકીપણું ચલાવવા લાગ્યો. અંગ્રેજો વચ્ચે પડયા, એને પદભ્રષ્ટ કીધો અને કેદી તરીકે બનારસ મોકલી દીધો. એનું રાજ્ય કમ્પનીના અધિકાર નીચે સોંપ્યું, ૧૮૩૪.

૨. આ વખતે હિંદુસ્તાન અને ઇંગ્લંડ વચ્ચે આગબોટો ચાલવા લાગી. કમ્પનીને વ્હેપાર કરવાનો જે હક હતો તે સને ૧૮૩૪ માં લઈ લેવામાં આવ્યો અને હવે પછી રાજ્યકારભાર કરવાનોજ હક તેઓના હાથમાં રહ્યો.

૩. **કરકસરવાળા અને લોકોના ફાયદા સારૂ કરેલા સુધારા.**— લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંકે લશ્કરી સિપાઈઓને જેવડું ભથ્થું (જુઓ પાને ૪૯મે) મળતું હતું તે કહાડી નાખ્યું. પછી એણે સતી થવાનો રિવાજ કહાડી નાખ્યો, અને દેશીઓને અંગ્રેજી કેળવણીનું ઉત્તેજન આપ્યું. સને ૧૮૨૯ માં ઠગ લોકો અથવા લૂટારાનાં ટોળાં જે મધ્ય હિંદુસ્તાનમાં લૂટફાટ કરતાં હતાં તેનું જડમૂળ કહાડ્યું.

૪. લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંકના રાજ્યમાં કોઈ મોટાં લડાઈનાં કામો થયાં નથી, પણ દેશના શાંતિવાળા સુધારા વધારે થયા છે. એ સને ૧૮૩૫ ના મે માસમાં હિંદુસ્તાનમાંથી ગયો. એની પછી સર ચાર્લ્સ મેટકાફે ગવર્નર-જેનરલ તરીકે થોડા માસ કામ ચલાવ્યું. એના વખતમાં જાહેર છાપાને છૂટ મળી.

---

## ૧૦. લોર્ડ ઓકલન્ડ (૧૮૩૬–૧૮૪૨).

૧. અયોધ્યાની ગાદી માટે તકરાર; સતારાનો રાજા. ૨. અફ્ઘાનીસ્તાનની હકીકત. ૩. પહેલો અફ્ઘાન વિગ્રહ (૧૮૩૯-૪૨), પર્વાનનું યુદ્ધ, ૧૮૩૯; શાહ શૂજાને ગાદી પાછી મળી; અકબરખાં; અંગ્રેજોને પાછા ફરતા ગોળીથી ઠાર કીધા; શાહ શૂજાને મારી નાખ્યો. ૪. ચીન સાથે વિગ્રહ (૧૮૪૦ ૪૨); નાનકીનના કરાર, અંગ્રેજોને હોંગકોંગ બેટ મળ્યો, ૧૮૪૨.

૧. એ સને ૧૮૩૬ના માર્ચ માસમાં હિંદુસ્તાનમાં આવ્યો. એજ વરસમાં અયોધ્યામાં રાજગાદીને સારૂ વાંધો ઉઠવાથી ત્યાં એક બંડ થયું, પણ તેને તરતજ સમાવી દેવામાં આવ્યું. બે વરસ પછી સતારાના રાજાને સર જેઈમ્સ કાર્નાકે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને એને બદલે એના ભાઈને બેસાડ્યો.

૨. **અફ્ઘાનીસ્તાનની હકીકત.**— સને ૧૭૬૧ માં પાણીપતનું મ્હોટું યુદ્ધ થયું ત્યારપછી અહમદશાહ અબદલી બહુ જબરો બાદશાહ થઈ પડ્યો હતો. જ્યારે માઉન્ટસ્ટૂઅર્ટ એલ્ફીન્સ્ટન કાબૂલ ગયો ત્યારે શાહ શૂજા કરીને અબદલીનો પૌત્ર ત્યાં રાજ કરતો હતો. આ માણસને

એના ભાઈ મહમૂદે ફતેહખાં નામના ઘણા લુચ્ચા વજીરની મદદ લઈને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. આ પદભ્રષ્ટ થયેલા રાજાએ અંગ્રેજોની મદદ માગી. પણ મહમૂદને પોતાના વજીર ઉપર અદેખાઈ આવી તેથી તેણે તેની આંખો ફોડી નાંખી. આ નિર્દય કામથી એની જાતના લોકો (બરાકઝાઈ) બહુ ગુસ્સે થયા. તેઓએ મહમૂદને પદભ્રષ્ટ કરીને તેનું રાજ્ય છીનવી લીધું. મહમૂદ પાસે હેરાતજ[1] રહ્યું. એ વજીરની જાતના લોકોમાં સહુથી બળવાન સરદાર દોસ્ત મહમ્મદ કરીને હતો. તેણે કાબૂલ અને ગીજની સર કર્યાં. રણજીતસિંગ જે પંજાબનો રાજા હતો તે કાશ્મીર અને પેશાવર[2] સહિત સિંધુ નદીની પૂર્વ તરફનાં પરગણાં પચાવી પડયો. સને ૧૮૩૪માં શાહ શુજાએ પોતાનું રાજ્ય પાછું મેળવવાને લ્હડાઈ કરી, પણ તેમાં તે ફાવ્યો નહિ, તેથી અંગ્રેજના પેન્શનર તરીકે લુધીઆને[3] રહ્યો.

૩. **પહેલો અફઘાન વિગ્રહ** (૧૮૩૯-૪૨).— કારણ—આ વખતે રૂશ્યાના લોકો દોસ્ત મહમ્મદની સાથે એક સંપ કરતા હતા અને તેઓનો હુમલો અટકાવવાની મતલબથી અંગ્રેજોએ અફઘાનીસ્તાન સાથે મિત્રતા રાખવી એ જરૂરનું લાગ્યું. દોસ્ત મહમ્મદ જે ત્યાં રાજ્ય કરતો હતો તે અંગ્રેજોની સાથે સંપ કરવાને ખુશી નહોતો. તે ઉપરથી લોર્ડ ઓકલન્ડે શાહ શુજાનો પક્ષ લેવાનો નિશ્ચય કીધો.

**જાણવાજોગ હકીકત.**— સને ૧૮૩૮ માં રણજીતસિંગ, શાહ શુજા અને અંગ્રેજો વચ્ચે એકસંપ થયો અને **સર જોન કીનની** સરદારી હેઠળ અંગ્રેજનું લશ્કર અફઘાનીસ્તાન ઉપર લ્હડાઈ કરવાને સિંધુનદ તરફ ચાલ્યું. તેઓ પહેલાં તો કંદહાર ગયા અને ત્યાં શાહ શૂજાને વિધિ-પૂર્વક ગાદીએ બેસાડયો. પછી તેઓ ગીજની ગયા અને ત્યાંનો કિલ્લો એકદમ હલ્લો કરીને લઈ લીધો. પછી તેઓએ કાબૂલમાં પગ મૂક્યો. દોસ્ત મહમ્મદ **પર્વાન**[4] આગળ હાર ખાઈ ન્હાસી ગયો (૧૮૩૯) અને

---

[1] અફઘાનીસ્તાનની વાયવ્યે. [2] કાબૂલ નદીના મુખ પાસે. [3] સતલજ નદી પાસે. [4] કાબૂલની ઉત્તર તરફ.

શાહ શુજા ગાદી ઉપર બેઠો. લશ્કરનો મ્હોટો ભાગ હવે હિંદુસ્તાન પાછો ફર્યો અને થોડુંક શાહ શુજા પાસે દેશમાં બંદોબસ્તને માટે રાખવામાં આવ્યું. સને ૧૮૪૦ માં દોસ્ત મહમ્મદ અંગ્રેજને શરણ આવ્યો, તોપણ એનો છોકરો અકબરખાં તાબે થયો નહિ. તેણે બંડ મચાવ્યું. એ દરમ્યાનમાં કાબૂલના અફઘાનોએ શાહ શુજાનો અમલ માન્યો નહિ. તેઓ સામે થયા અને તે શ્હેરમાંના દરેક ગોરાને મારી નાખ્યો. અંગ્રેજો પોતે બહુ સંકટમાં છે એમ ધારી અફઘાનીસ્તાનમાંથી બીલકુલ પાછા ફરવાને એકમત થયા. અકબરખાંએ તેમને વચન આપ્યું કે હું તમને ખોરાક પૂરો પાડીશ અને તમે જશો ત્યારે હું સામો થઈશ નહિ. પણ એણે સર ઉવિલ્યમ મેકનાટન નામના અંગ્રેજ એલચીને મસલત કરવાની જગાએ બોલાવી ગોળીથી ઠાર કર્યો. એ દગો કરવામાં આવ્યો તે છતાં પણ ખેબરને રસ્તે થઈને કાબૂલમાંથી હિંદુસ્તાન તરફ પાછા ફરવાને અંગ્રેજોએ નિશ્ચય કીધો. થોડીક સ્ત્રીઓ અને અમલદારો જેઓને ઓલમાં આપવામાં આવ્યાં હતાં તે સિવાય બધાં રસ્તામાં મરણ પામ્યાં. માત્ર ડા૦ બ્રાયડન કરીને કાબૂલ મોકલેલા લશ્કરમાંનો એકજ અંગ્રેજ જીવતો જલાલાબાદ પાછો આવવા પામ્યો. કાબૂલમાં શાહ શુજાને મારી નાખ્યો અને એના મુડદાને ખાડીમાં ફેંકી દીધું.

૪. ચીન સાથે વિગ્રહ (૧૮૪૦–૪૨).— એનું કારણ એ હતું કે અંગ્રેજ વ્હેપારીઓ ચીનમાં અફીણ દાણ આપ્યા વિના છાનામાના લઈ જતા હતા. આનો અટકાવ કરવાને ચીનની સરકાર ગ્રેટબ્રિટનનાં વ્હાણો અને રૈયતો ઉપર જૂલમ ગુજારતી હતી. સર હ્યુ ગફે કેટલીક લડાઈ કરી નાનકીના[1] આગળ કરાર કર્યા.

**નાનકીનના કરાર, ૧૮૪૨** (ચીનની સરકાર અને અંગ્રેજો વચ્ચે).— એ કરારથી અંગ્રેજોને હૉંગકૉંગરે બેટ આપી દેવામાં આવ્યો અને ચીનના કિનારા ઉપરનાં ચાર બંદરો — એમોય, ફુચ્યુ, નિંગપો, અને શાંઘાયમાં અંગ્રેજોનાં વ્હાણોને આવવા દેવાની રજા મળી.

---

૧ યાંગ્સી નદી ઉપર. ૨ ચીનની દક્ષિણે.

# ૧૧. લોર્ડ એલેનબરો (૧૮૪૨-૧૮૪૪).

૧. અંગ્રેજના લશ્કરનું કાબૂલ જવું, તે લઈ લેવું અને પછી પાછું ફરવું. ૨. સિંધ સાથે વિગ્રહ (૧૮૪૨-૪૩)–મીઆની અને હૈદરાબાદનાં યુદ્ધ; સિંધ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધું. ૩. ગ્વાલિયર વિગ્રહ, ૧૮૪૩–મહારાજપુર અને પનીઆરનાં યુદ્ધ.

**૧. લશ્કરનું કાબૂલ જવું** — અફઘાનીસ્તાનમાં અંગ્રેજોનું બધું લશ્કર નાશ પામ્યું ત્યારપછી તેઓની પાસે બેજ કિલ્લા રહ્યા હતા–દક્ષિણમાં કંદહારનો; ત્યાં જેનરલ **નોટ** સરદાર હતો; અને બીજો જલાલાબાદનો, ત્યાં **સેઈલ** સરદાર હતો. એ બન્ને કિલ્લાને શિઆળો અને વસંત ઋતુમાં અફઘાનોએ ઘેરો ઘાલ્યો, પણ તેનું કાંઈ વળ્યું નહિ. એમ છતાં ઉન્હાળામાં હિંદુસ્તાનમાંથી લશ્કર આવ્યું, તેથી બન્ને કિલ્લા બચ્યા અને બે બીજી લશ્કરી ટૂકડીઓ જે પલટણનો તેઓએ બચાવ કીધો હતો તેમને સાથે લઈને કાબૂલ ગઈ. જેનરલ **પોલોક** જલાલાબાદના લશ્કરનો સરદાર હતો અને જેનરલ **નોટ** કંદહારના લશ્કરનો સરદાર હતો; કાબૂલ લઈ લેવામાં આવ્યું; સોમનાથના દહેરાનાં બારણાં જે મહમૂદ ગીજની લઈ ગયો હતો તે લાવીને આગ્રામાં રાખવામાં આવ્યાં અને પછી અંગ્રેજ સરકારે નિશ્ચય કર્યો કે હવે આપણે અફઘાનીસ્તાન સાથે કાંઈજ કામ નથી, તેથી પોતાનું લશ્કર હિંદુસ્તાન પાછું બોલાવી લીધું.

**૨. સિંધ સાથે વિગ્રહ (૧૮૪૨-૪૩).**—કારણ—અફઘાનીસ્તાનમાં લડાઈ ચાલતી હતી તેવામાં સિંધના અમીરો સાથે જે કરારો કીધા હતા તે તેઓ તાબેદારીથી અને નિમકહલાલીથી પાળ્યા કરતા હતા. ગયા અફઘાન વિગ્રહ વખતે તેઓએ અંગ્રેજોને ખોરાક અને ગાડીઓની મદદ કીધી હતી, અને તેઓનીજ મદદ વડે જેનરલ નોટથી કાબૂલ જઈ પ્હોંચાયું હતું. પણ અમીરોમાં સંપ નહોતો. તેઓએ રેસિડન્ટના બંગલા ઉપર હૂમલો કીધો. મેજર **ઔટ્રામ** જે સિંધમાં અંગ્રેજનો રેસિડન્ટ હતો તેણે આ બાબતની ગવર્નર-જેનરલને ખબર કીધી. તેણે લડાઈ જાહેર કીધી.

**જાણવાજોગ હકીકત**.—લૉર્ડ એલેનબરોએ સર **ચાર્લ્સ નેપીઅર**ને લશ્કર આપી મોકલ્યો. બે યુદ્ધો થયાં—**મીઆની**[1] અને **હૈદ-**

---

[1] હૈદરાબાદની પાસે.

રાબ્બાદ આગળ (૧૮૪૩)— એ બન્નેમાં સર ચાર્લ્સ નેપીઅરે અમીરોને હરાવ્યા. સિંધને અંગ્રેજ રાજ્ય સાથે સંપોજી દીધું અને અમીરોને રાજ કેદી તરીકે બનારસ મોકલી દીધા.

૩. ગ્વાલિયર વિગ્રહ (૧૮૪૩).—કારણ–દોલતરાવ સિંધિયા સને ૧૮૨૭માં અપુત્ર મરણ પામ્યો. તેની રાણી જંકોજીને દત્તક લઈને તેની વતી રાજ કરતી હતી. જંકોજીએ સને ૧૮૩૩માં રાજ્યસત્તા પોતાના હાથમાં લીધી, પણ રાજ્યરક્ષક કોણ થાય તેને માટે રાણી અને જંકોજીના કાકા મામા સાહેબ વચ્ચે તકરાર ઉઠી. લોર્ડ એલેનબરોએ જાણ્યું કે આથી શહેરમાં લડાઈ સળગશે તેથી તે વચ્ચે પડ્યો.

જાણવાજોગ હકીકત.—સર હ્યુ ગફને ગ્વાલિયર મોકલ્યો અને મહારાજપુર[1] આગળ લડાઈ થઈ તેમાં મરેઠાઓ હાર્યા. એજ દિવસે મેજર જેનરલ ગ્રેએ પન્નીઆર[2] આગળ બીજો જય મેળવ્યો. પછી રાજાને અંગ્રેજના રક્ષણ તળે મૂકવામાં આવ્યો.

લોર્ડ એલેનબરો સને ૧૮૪૪ના આગષ્ટમાં વિલાયત ગયો.

---

## ૧૨. સર હેન્રી હાર્ડિંગ (૧૮૪૪–૧૮૪૭).

૧. ધુલીપસિંગ, પંજાબનો રાજા. પહેલો સીખ વિગ્રહ (૧૮૪૫-૪૬)-મૂડકી અને ફિરોજશાહનાં યુદ્ધ, ૧૮૪૫; અલિવાલ અને સોબ્રાઉનનાં યુદ્ધ, ૧૮૪૬. લાહોરના કરાર. ૨. ભયંકર ગુન્હા બંધ પાડ્યા.

૧. પહેલો સીખ અથવા પંજાબ વિગ્રહ (૧૮૪૫-૪૬).—કારણ–રણજીતસિંહના મરણ પછી પંજાબમાં જૂદી જૂદી ટોળીઓ રાજ્યને સારૂ લડયા કરતી હતી, તેથી ત્યાં ઘણુંજ અંધેર ચાલ્યું. આખરે રણજીતની માનીતી સ્ત્રી ચંદાકુંવરને પેટે જન્મેલો ધુલીપસિંગ હતો તેને મહારાજા કીધો. સીખ લોકો અંગ્રેજો તરફ તિરસ્કાર રાખતા હતા, અને તેઓ પોતાને "ખાલસા" અથવા પવિત્ર કહેતા. તેઓ લાલસિંગ અને તેજસિંગની સરદારી નીચે સતલજ નદી ઓળંગી આવ્યા અને ફિરોજપુરમાં[3] અંગ્રેજનું લશ્કર હતું તેને ધાસ્તી પમડી. સર હેન્રી

---

[1] ગ્વાલિયરની ઉત્તરે. [2]. ગ્વાલિયરની દક્ષિણે. [3] સતલજ નદી ઉપર.

હાર્ડિંગે સને ૧૮૪૫ ના ડીસેમ્બરની ૧૩ મી તારીખે વિગ્રહ જાહેર કીધો. એ વિગ્રહ બરોબર બે માસ ચાલ્યો.

જાણવાજોગ હકીકત.—પહેલાં તો લોર્ડ ગફે સીખ લોકોના સરદાર લાલસિંગના લશ્કરને મૂડકી[1] આગળ હરાવી ન્હસાડી મૂક્યું, ૧૮૪૫. એજ વરસમાં લોર્ડ ગફ અને લોર્ડ હાર્ડિંગે લાલસિંગને ફિરોઝશાહ[1] આગળ હરાવ્યો. વળી સર હેરી સ્મિથે આલિવાલ[2] આગળ સીખ સરદાર ગુલાબસિંગને હરાવ્યો, ૧૮૪૬. છેલ્લી વારે લોર્ડ હાર્ડિંગે સોબ્રાઉન[1] આગળ સીખ સરદાર તેજસિંગ અને શ્યામસિંગને હરાવ્યા (૧૮૪૬). આખરે લાહોર આગળ કરાર થયા.

**લાહોરના કરાર (૧૮૪૬).**—(સીખ અને અંગ્રેજો વચ્ચે) આ કરારથી દુલીપસિંગને પંજાબનો રાજા કબૂલ કીધો; બીઆસ અને સતલજ નદીની વચ્ચેના દોઆબને અંગ્રેજ મુલક સાથે જોડી દીધો; અને આ વિના કારણના કરેલા વિગ્રહ માટે સીખ લોકોએ ખરચ આપ્યો.

૨. સતી થવાનો ચાલ, બાળહત્યા, માનવભોગ, અને ઠગ લોકોના ભયંકર ગુન્હાઓને બંધ પાડવામાં આવ્યા.

લોર્ડ હાર્ડિંગ સને ૧૮૪૭માં હિંદુસ્તાનમાંથી ગયો.

---

## ૧૩. લોર્ડ ડલહૌસી* (૧૮૪૮-૧૮૫૬).

૧. લાલા મૂળરાજ, મુલતાનનો ગવર્નર. બીજો સીખ વિગ્રહ (૧૮૪૮-૪૯)-કિનેરી અને સદુસામનાં યુદ્ધ, ૧૮૪૮; મુલતાનનો હલ્લો; રામનગર (૧૮૪૮) અને ચિલિયનવાલા (૧૮૪૯) નાં યુદ્ધો; ગુજરાત આગળ લોર્ડ ગફની પુરેપૂરી ફત્તેહ, ૧૮૪૯; પંજાબને અંગ્રેજ રાજ્ય સાથે સંયોજી દીધું, ૧૮૪૯ ૨. બીજો બ્રહ્મી વિગ્રહ (૧૮૫૨-૫૩)- રંગૂન, બસીન અને પ્રોમ જીતાયાં. પેગુપ્રાંત અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધો, ૧૮૫૨-૫૩. સતારા(૧૮૪૮), નાગપુર, ઝાંસી અને વરાડ (૧૮૫૩), અયોધ્યા (૧૮૫૬) એ પ્રાંતો અંગ્રેજ રાજ્ય સાથે સંયોજી દીધા. ૪. આગગાડી અને વિજળીક તાર શરૂ થયાં.

૧. **બીજો સીખ અથવા પંજાબ વિગ્રહ (૧૮૪૮-૪૯).**—કારણ—સને ૧૮૪૮મા લાલા મૂળરાજ મૂલતાનનો ગર્વનર હતો. હવે એવો ઠરાવ થયો કે એની જગોએ સરદાર ખાનસિંગને બેસાડવો.

---

૧ ફિરોજપુરની પાસે. ૨ લુધીઆનાની પાસે.

* સને ૧૮૫૩ માં ઈંગ્લંડની પાર્લ્યમેન્ટે એક કાયદો પસાર કીધો તેની રૂએ બંગાળાના ગવર્નર તરીકેના કામકાજથી ગવર્નર-જેનરલને મુક્ત કરવામાં

એ સરદાર ખાનસિંગ મે૦ વાન્સ આન્યુ અને એન્ડર્સનને લઈને મૂલતાન ગયો. આ બે માણસને નિર્દયપણે મારી નાખ્યા. એજ વખતે એક એવું કાવતરૂં રચવામાં આવ્યું કે પંજાબમાંના અંગ્રેજના બધા અમલદારોને કાપી નાખવા અને લાહોરમાં રાજ્યનો છેક ફેરફાર કરી નાખવો.

જાણવાજોગ હકીકત.— લેફ્ટેનન્ટ એડવર્ડસ અને લોર્ડ ગફ લડાઈની તૈયારી કરતા હતા. કિનેરી[1] અને સદુસામ[1] આગળ લેફ્ટેનન્ટ એડવર્ડસનો લાલા મૂળરાજ ઉપર જય (૧૮૪૮); મૂલતાનનો હલ્લો; રામનગર[2] (૧૮૪૮) અને ચિલિયનવાલા[3] (૧૮૪૯) આગળ લોર્ડ ગફનું સીખ સરદાર શેરસિંગ, ચતરસિંગ વગેરેને હંફાવવું; અને લોર્ડ ગફની ગુજરાત[2] આગળ શેરસિંગ અને ચતરસિંગ ઉપર પૂરેપૂરી ફતેહ (૧૮૪૯)થી પંજાબને અંગ્રેજ મુલક સાથે જોડી દીધું. વાન્સ આન્યુ અને એન્ડર્સનનાં ખૂનને માટે મૂળરાજ ઉપર કામ ચાલ્યું. એ ગુન્હેગાર ઠર્યો, પણ એની શિક્ષામાં ઘટાડો કરી ફક્ત જનમ કેદની કરી. મહારાજા ધુલીપસિંગને ૫૦,૦૦૦ પાઉંડનું વર્ષાશન બાંધી આપ્યું. અંગ્રેજોને બીજી લુટો મળી તેમાં દુનિયામાં સૌથી મ્હોટો હીરા કોહીનૂર ઈંગ્લંડ મોકલી દીધો.

૨. બીજો બર્મી વિગ્રહ (૧૮૫૨—૫૩).— આવાનો રાજા અને તેના અમલદારો અંગ્રેજ રૈયત ઉપર જુલમ ગુજારતા હતા તેથી એ વિગ્રહ થયો. દરીઆ ઉપર કોમાડર લામ્બર્ટ અને જમીન ઉપર જેનરલ ગોડવિને લડાઈ કરીને બ્રહ્માં લોકોને તાબે કર્યા, અને રંગૂન, માર્ટાબાન, બસીન[4], અને પ્રોમ[5] એ શેહેરો લીધાં. પેગુ પ્રાંત અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધો, ૧૮૫૨. સને ૧૮૫૩ ના જૂનની ૩૦મી તારીખે એ વિગ્રહનો અંત આવ્યો.

---

આવ્યો. તેજ કાયદાની રૂએ બંગાળાના દક્ષિણ પ્રાન્તોમાં રાજ્ય ચલાવવાને લેફ્ટેનન્ટ ગવર્નરને નીમ્યો અને ખરૂં જોતાં આખા હિંદના ગવર્નર- જેનરલની પહેલી પદ્દી લોર્ડ ડલહોસીને મળી.

૧ મૂલતાન પાસે. ૨ ચીનાબ નદી આગળ. ૩ જ્હેલમ નદી ઉપર. ૪ ઇરાવતી નદીના મુખ આગળ. ૫ ઇરાવતી નદી ઉપર.

૩. **રાજ્યસંયોજન કરવાની રાજ્યનીતિ.**—સને ૧૮૪૮ માં સતારાનો રાજા શાહુજી, અને સને ૧૮૫૩માં નાગપુરનો રાજા રઘુજી ભોંસલે અને ઝાંસી[1]નો રાજા ગંગાધરરાવ એ ત્રણે અપુત્ર મરણ પામ્યા. તેઓને દત્તક ન લેવા દેતાં લૉર્ડ ડલહૌસીએ તેઓનાં રાજ્ય બ્રિટિશ રાજ્ય સાથે સંયોજી દીધાં. સને ૧૮૫૩ માં ગવર્નર-જેનરલે વરાડ પ્રાંત નિજામ પાસે દેવાને પેટે લીધો. અયોધ્યામાં ભયંકર અંધેર ચાલતું હતું તેથી તે પ્રાંત પણ સને ૧૮૫૬ માં બ્રિટિશ રાજ્ય સાથે જોડી દીધો. આ પ્રમાણે લૉર્ડ ડલહૌસીની કારકીર્દીમાં અંગ્રેજોને ૧૧ પ્રાંતો—**સતારા, પંજાબ, રંગૂન, માર્ટાબાન, બસીન, પ્રોમ, પેગુ, નાગપુર, ઝાંસી, અયોધ્યા** અને **વરાડ** મળ્યા.

૪. આ ગવર્નર-જેનરલના અમલના વખતમાં **આગગાડી** અને **વિજળીક તાર** શરૂ થયાં. એ સને ૧૮૫૬ માં હિંદુસ્તાનમાંથી ગયો.

## ૧૪.—લૉર્ડ કેનિંગ, ૧ લો વાઇસરૉય (૧૮૫૬-૧૮૬૧).

સિપાઈઓનો બળવો (૧૮૫૭)—બહ્રામપુર, મીરત, દિલ્હી આગળ બળવા; નાના સાહેબ અને તાત્યા ટોપી, બળવાખોરોના સરદાર; કાનપુરમાં અંગ્રેજોની કતલ; લખનૌરનો ઘેરો, નાના સાહેબનું નહાસી જવું. કમ્પની સરકારના રાજ્યનો અંત; બ્રિટિશ હિંદુસ્તાનનું રાજ્ય ઇંગ્લંડના રાજ્યકર્તાના અધિકાર નીચે મૂકાયું, ૧૮૫૮.

**સિપાઈઓનો બળવો.**—કારણ—દેશી સિપાઈઓને જોરજુલમથી ખ્રિસ્તિ કરવાની અને તેઓને ન્યાત અને રિવાજો સંબંધી અડચણો થાય એવા ફેરફારો કરવાની ધાસ્તી, અને **અયોધ્યા પ્રાંત** (જ્યાંથી સિપાઈઓની મોટી સંખ્યા આવી હતી) કે જે બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધો—આ અને બીજાં ઘણાં કારણોને લીધે આ મોટો બળવો જાગ્યો. સને ૧૮૫૭ની શરૂઆતમાં નવી બંદૂકો હિંદુસ્તાનના લશ્કરી માણસોને આપવામાં આવી. એવી બૂમ ચાલી કે સિપાઈઓને વટલાવવાના ઈરાદાથી કારતુસોને ગાય અને ડુક્કરની ચરબી લગાડી છે.

**જાણવાજોગ હકીકત**— બળવો પહેલવહેલાં સને **૧૮૫૭** ના માર્ચમાં **બ્રહ્મપુર**[2] આગળ જાગ્યો. તેને સમાવી દેવામાં આવ્યો.

---

[1] બુંદેલખંડમાં, બેટવા નદી ઉપર. [2] મૂર્શીદાબાદ પાસે.

મે માસની દસમી તારીખે મીરત[1] આગળ મ્હોટું બંડ થયું. એજ માસની અગીઆરમી તારીખે એવાંજ ક્રમકમાટ ભરેલાં કામો દિલ્હી આગળ થયાં. એ બળવાખોરોના સરદારો નાના સાહેબ, તાત્યા ટોપી વગેરે હતા. તેઓએ દિલ્હી કબજે કીધું. ત્યાં એક લશ્કર મોકલવામાં આવ્યું, અને ઘણા માણસની ખુંઆરી થયા પછી દિલ્હી પાછું લેવામાં આવ્યું. કાનપુરમાં[2] જે બીના બની તે ઘણીજ ત્રાસદાયક હતી. નાના સાહેબે આટકાઓને બોલાવ્યા અને તેઓએ સઘળાં અંગ્રેજોનાં બૈરાં છોકરાંને કાપી નાખ્યાં. બળવાખોરોએ પછી લખનોરને ઘેરો ઘાલ્યો. સર હેન્રી લોરેન્સ છેક ઘેરાઈ ગયો. હેવલોક અને આઉટ્રામ ઘણીવાર નિષ્ફળ થયા, પણ પછી તેઓએ એ શહેરને છાપો મારીને લઈ લીધું. બંડખોરોના માણસોનો ઘાણ નીકળ્યો. તેમાંના કેટલાકો નાના સાથે ન્હાસી ગયા. નાનાને વિષે એવી વાત ચાલે છે કે તે નેપાળના જંગલમાં મરી ગયો. દિલ્હીના બાદશાહને કેદ પકડ્યો અને તેના બે છોકરાને તથા તેના પૌત્રને ગોળીએ ઠાર કર્યા. અંગ્રેજ સરકારને જે દેશી રાજાઓ અને સરદારોએ મદદ કીધી હતી અને આવી વખતે નિમકહલાલ રહ્યા હતા તે ગ્વાલિઅરના મહારાજા સિંધિયા, જેપુર અને પતીઆળાના મહારાજા, હૈદરાબાદનો નિજામ, વડોદરાનો ગાયકવાડ વગેરે હતા.

આ બળવાનું પરીણામ એ થયું કે કમ્પનીની સરકારના રાજ્યનો અંત આવ્યો અને બ્રિટિશ હિંદુસ્તાનનું રાજ્ય ખુદ ઈંગ્લંડના રાજ્યકર્તાના અધિકાર નીચે મૂકવામાં આવ્યું. એ જ મતલબનો ઢંઢેરો દરેક દેશી ભાષામાં તરજુમો કરીને સને ૧૮૫૮ ના નવેમ્બરની પેહેલી તારીખે હિંદુસ્તાનના દરેક શેહેરમાં વાંચવામાં આવ્યો.

૧૫. લોર્ડ એલ્ગીન (૧૮૬૨–૬૩).—એની કારકીર્દીના દરમ્યાનમાં પંજાબના વાયવ્ય કોણમાંના વાહબી જાતના ધર્માંધ લોકોએ બંડ કર્યું, પણ તેને તરતજ સમાવી દેવામાં આવ્યું.

---

[1] દિલ્હી પાસે. [2] લખનોર પાસે ગંગા નદી ઉપર.

૧૬. લૉર્ડ લૉરેન્સ (૧૮૬૪-૬૯).— એની ગેરહાજરીમાં મદ્રાસના ગવર્નર સર ઉવ૦ ડેનિસને વાઈસરૉય તરીકે કામ ચલાવ્યું. સને ૧૮૬૪ના જાનેવારી માસમાં સર જૉન લૉરેન્સે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. એના વખતની મુખ્ય બીના:— ભૂતાન વિગ્રહ (૧૮૬૪-૬૫), ઓરિસ્સામાં ભયંકર દુકાળ (૧૮૬૬), અને આબિ-સિનિયાના લોકો સાથે વિગ્રહ.

૧૭. લૉર્ડ મેયો (૧૮૬૯-૭૨).— એના વખતની જાણવાજોગ બીના:— અંબાલા આગળ અફઘાન બાદશાહ શેરઅલી સાથે મુલાકાત; ડ્યૂક ઑવ્ કૉનોટ હિંદુસ્તાન આવ્યો. લૉર્ડ મેયોને સને ૧૮૭૨માં એક મારાએ પોર્ટ બ્લેર આગળ મારી નાખ્યો.

૧૮. લૉર્ડ નોર્થબ્રુક (૧૮૭૨-૭૬).— એના વખતમાં વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડને પોતાના રાજ્યમાં અંધેર ચાલતું હતું. તેથી સને ૧૮૭૫માં પદભ્રષ્ટ કીધો; પ્રિન્સ ઑવ્ વેલ્સ હિંદુસ્તાન આવ્યો (૧૮૭૫-૭૬).

૧૯. લૉર્ડ લિટન (૧૮૭૬-૮૦).— એના રાજ્યમાં વિકટોરીઆ રાણીને સને ૧૮૭૭ના જાનેવારીની પહેલી તારીખે દિલ્હી આગળ મળેલા દરબારમાં હિંદુસ્તાનની "કૈયેગર-ઈ-હિંદ મહારાણી" એવો કિતાબ મળ્યો. શેરઅલી સાથે જે મિત્રતા હતી તે તોડવામાં આવી, કારણ કે એણે કાબૂલમાં રૂશ્યાના એલચીનો આદરસત્કાર કીધો અને અંગ્રેજના એલચીને આવવા દેવા ના પાડી. તેથી તેની સામા લડાઈ જાહેર કરવામાં આવી. (બીજો અફઘાન વિગ્રહ ૧૮૭૮.) શેરઅલીને રૂશ્યાના મુલકમાં ન્હાસી જવું પડયું. ત્યાં તે મરણ પામ્યો. યાકુબખાંને એના બાપની ગાદીએ બેસાડયો, અને કાબૂલમાં એક અંગ્રેજ રેસિડંટને રાખવામાં આવ્યો. સાર લુઈ કેવેન્યરી જે રેસિડંટ હતો તેને અને બીજા ઘણા યુરોપી લોકોને કાપી નાખ્યા. પછી ત્રીજો અફઘાન વિગ્રહ થયો ૧૮૮૦. સર ફ્રેડરિક રોબર્ટસે કાબૂલ કબજે કીધું. યાકુબને હિંદુસ્તાનમાં કેદી તરીકે મોકલ્યો. એજ વરસમાં ઈંગ્લંડમાં

નવું પ્રધાનમંડળ થયું અને અફઘાનીસ્તાનને છોડી દેવું એવો ઠરાવ થયો. અંગ્રેજોએ અબદુલ રહેમાનને કાબૂલનો અમીર પસંદ કીધો. તોપણ અફઘાનીસ્તાન છોડવા પહેલાં અંગ્રેજોએ મોટી હાર ખાધી. અફઘાનીસ્તાનની ગાદીનો દાવો કરનાર અયુબખાંએ મૈઈવાન્ડ આગળ અંગ્રેજના લશ્કરને હરાવ્યું અને ઘણુંખરૂં નાશ કર્યું. પછી એણે કંદહારને ઘેરો ઘાલ્યો. પણ સાર ફ્રેડરિક રોબર્ટસે એને મઝ્રા આગળ હરાવ્યો.

૨૦. લોર્ડ રિપન (૧૮૮૦–૮૪).— એનું રાજ્ય સુખશાંતિને માટે પ્રખ્યાત છે. દેશી છાપાને લગતો કાયદો કહાડી નાખવામાં આવ્યો; સ્થાનિક સ્વરાજ્યની યોજનાથી હિંદુસ્તાનના દેશીઓને રાજ્યકારી બાબતમાં માથું ઘાલવાનો એક નવોજ જમાનો આવ્યો; મીઠા ઉપરનો કર હતો તેમાં થોડોક ઘટાડો કીધો; ઈંગ્લંડથી જે સુતરાઉ કાપડ આવતું હતું તે ઉપરની જકાત કાઢી નાખવામાં આવી; અને લોકોનું ભલું થાય એવા ઉપાયો લેવામાં આવ્યા. એના પછી લોર્ડ ડફરિન આવ્યો.

૨૧. લોર્ડ ડફરિન (૧૮૮૪-૮૮)— અંગ્રેજોએ બ્રહ્મ દેશના રાજા થીબો સાથે લડાઈ કરી એ દેશ પોતાના રાજ્ય સાથે સંયોજી દીધો, ૧૮૮૬. પ્હેલી નેશનલ કોંગ્રેસ (પ્રજા સમાજ) મુંબઈમાં (૧૮૮૫); બીજી કલકત્તામાં (૧૮૮૬); અને ત્રીજી મદ્રાસમાં (૧૮૮૭) મળી. મીઠા ઉપર કર વધારવામાં આવ્યો અને લોકો ઉપર અપ્રિય ઈનકમ ટેકસ નવાજ રૂપમાં પાછો મૂકવામાં આવ્યો. અફઘાનીસ્તાનની સરહદની તકરારનો છેવટે નિકાલ થયો.

૨૨. લોર્ડ લેન્સડાઉન (૧૮૮૮ થી).— એણે સને ૧૮૮૮ ના ડીસેમ્બરમાં રાજ્યની લગામ પોતાને હાથ લીધી. ચોથી નેશનલ કોંગ્રેસ અલાહાબાદમાં મળી (૧૮૮૮); સુરતમાં ભયંકર આગ, ૧૮૮૯. પાંચમી નેશનલ કોંગ્રેસ મુંબઈમાં (૧૮૮૯) અને છઠ્ઠી કલકત્તામાં (૧૮૯૦) મળી. રૂશીઆના રાજાના પાટવી કુંવરે હિંદુસ્તાનની મુલાકાત લીધી (૧૮૯૧).

# भरतखंडना गवर्नर-जेनरलो, सने १७७४ थी १८९१ सुधी.

| કેટલામો. | નામ. | ક્યાંથી | ક્યાંસુધી. | વર્ષ |
|---|---|---|---|---|
| ૧ લો | વોરન હેસ્ટિંગ્સ... ... ... ... ... ... | ૧૭૭૪ | ૧૭૮૫ | ૧૧ |
| ૨ જો | લોર્ડ કોર્નવોલિસ ... ... ... ... | ૧૭૮૬ | ૧૭૯૩ | ૭ |
| ૩ જો | સર જોન શોર ઉર્ફે લોર્ડ ટેઈનમથ ... | ૧૭૯૩ | ૧૭૯૮ | ૫ |
| ૪ થો | લોર્ડ વેલસ્લે (મોર્નિંગ્ટન) ... ... ... | ૧૭૯૮ | ૧૮૦૫ | ૭ |
| ૫ મો | લોર્ડ કોર્નવોલિસ (બીજીવાર) ... ... | | | |
| | સર જ્યોર્જ બાર્લો ... ... ... ... ... | ૧૮૦૫ | ૧૮૦૭ | ૨ |
| ૬ ઠો | લોર્ડ મિન્ટો ... ... ... ... ... ... | ૧૮૦૭ | ૧૮૧૩ | ૬ |
| ૭ મો | લોર્ડ હેસ્ટિંગ્સ ઉર્ફે લોર્ડ મોયરા... ... | ૧૮૧૪ | ૧૮૨૩ | ૯ |
| ૮ મો | લોર્ડ આમ્હર્સ્ટ... ... ... ... ... | ૧૮૨૩ | ૧૮૨૮ | ૫ |
| ૯ મો | લોર્ડ ઉવિલ્યમ બેન્ટિંક ... ... ... | ૧૮૨૮ | ૧૮૩૬ | ૮ |
| ૧૦ મો | લોર્ડ ઓકલેંડ ... ... ... ... ... | ૧૮૩૬ | ૧૮૪૨ | ૬ |
| ૧૧ મો | લોર્ડ એલેનબરો... ... ... ... ... | ૧૮૪૨ | ૧૮૪૪ | ૨ |
| ૧૨ મો | લોર્ડ હાર્ડિંગ ... ... ... ... ... | ૧૮૪૪ | ૧૮૪૭ | ૩ |
| ૧૩ મો | લોર્ડ ડલહોસી... ... ... ... ... ... | ૧૮૪૮ | ૧૮૫૬ | ૮ |
| ૧૪ મો | લોર્ડ કેનિંગ ... ... ... ... ... ... | ૧૮૫૬ | ૧૮૬૧ | ૫ |
| ૧૫ મો | લોર્ડ એલ્જીન ... ... ... ... ... ... | ૧૮૬૨ | ૧૮૬૩ | ૧ |
| ૧૬ મો | લોર્ડ જોન લોરેન્સ ... ... ... ... | ૧૮૬૪ | ૧૮૬૯ | ૫ |
| ૧૭ મો | લોર્ડ મેયો... ... ... ... ... ... | ૧૮૬૯ | ૧૮૭૨ | ૩ |
| ૧૮ મો | લોર્ડ નોર્થબ્રુક ... ... ... ... ... | ૧૮૭૨ | ૧૮૭૬ | ૪ |
| ૧૯ મો | લોર્ડ લિટન ... ... ... ... ... ... | ૧૮૭૬ | ૧૮૮૦ | ૪ |
| ૨૦ મો | લોર્ડ રિપન ... ... ... ... ... ... | ૧૮૮૦ | ૧૮૮૪ | ૪ |
| ૨૧ મો | લોર્ડ ડફરિન ... ... ... ... ... ... | ૧૮૮૪ | ૧૮૮૮ | ૪ |
| ૨૨ મો | લોર્ડ લેન્સડાઉન ... ... ... ... ... | ૧૮૮૮ ના | ડીસેં૦ | થી |

# पुरवणी.

## प्रख्यात माणसोनुं टुंक वृत्तांत.

### प्रख्यात मुसलमान बादशाहो.

**મહમૂદ ગીઝની.**— એ સબક્તગીનનો છોકરો હતો. એ સને ૯૬૭ માં જન્મ્યો હતો. એણે ગીઝની વંશ સ્થાપ્યો (૯૯૬). એણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ કીધી (જૂઓ પાને ૫૭ અને ૬૩). એની છેલ્લી સ્વારી (૧૦૨૪)માં એણે ગુજરાતમાં સોરઠી સોમનાથના પ્રખ્યાત દહેરાનો નાશ કીધો, અને તેમાંથી અથાગ દ્રવ્ય લઈ ગયો. એ સને ૧૦૩૦ માં મરણ પામ્યો. એ મૂર્ત્તિ ખંડન કરવાને ઘણો આતુર હતો તેથી એનું નામ "મૂર્ત્તિખંડનકર્ત્તા" પડ્યું. એ ચાલાક, અગમચેતીવાળો, અને ધનલોભી હતો.

**મહમ્મદ ઘોરી.**— એ હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યનો સ્થાપનાર હતો. એણે સને ૧૧૮૬ માં લાહોર જીત્યું. સને ૧૧૯૧ માં એને અજમેરના રાજા પૃથ્વીરાજે પાણીપતના યુદ્ધમાં હરાવ્યો. સને ૧૧૯૩ માં સ્થાનેશ્વર આગળ યુદ્ધ થયું, તેમાં એણે પૃથ્વીરાજને હરાવ્યો, તેને કેદ પકડ્યો અને તેને મારી નાખ્યો. પછી એણે ગુજરાત, અયોધ્યા, બંગાળા અને બહાર પ્રાંત લીધા. એને સને ૧૨૦૬ માં ગક્કર નામના લોકે મારી નાખ્યો. એ સહિષ્ઠ અને બહાદૂર હતો.

**મહમ્મદ તઘલખ.**— એ ગ્યાસુદ્દીન તઘલખનો છોકરો હતો. એ સને ૧૩૨૫ માં દિલ્હીની ગાદીએ બેઠો. એ ઘણો હોંશીઆર અને ભણેલો હતો, પણ જરાક તરેહવાર સ્વભાવનો હતો. એણે મુગલોને લાંચ આપી તેમને પોતાની તરફ કરી લઈને દક્ષિણ ઉપર ચ્હડાઈ કરી. એણે ઈરાન અને ચીન ઉપર હુમલા કીધા, પણ એનું લશ્કર તદન નાશ પામ્યું. એણે એની ઘેલછામાં એક એવું કામ કીધું કે એણે પોતાની રાજધાનીનું શહેર દિલ્હી બદલી દોલતાબાદ કીધું. એણે પોતાના એક દાંત ઉપર સુંદર કબર ચણાવી! એ સને ૧૩૫૧ માં મરણ પામ્યો.

## प्रख्यात ६ मुगल बादशाहो.

બાબર.— એ હિંદુસ્તાનનો પહેલો મુગલ બાદશાહ હતો. એ સને ૧૪૮૩ માં જન્મ્યો હતો. એ તેમૂરનો છઠ્ઠો વંશજ હતો. એણે સને ૧૫૨૬ માં ઈબ્રાહીમ લોદીને પાણીપત આગળ હરાવ્યો, તેથી એને દિલ્હી અને આગ્રાની આસપાસનો થોડોક ભાગ મળ્યો. ચિતોડનો રજપૂત રાજા સંગ એનો દુશ્મન હતો તેને એણે સને ૧૫૨૭ માં ફતેહપુર શિક્રીના યુદ્ધમાં હરાવ્યો. સને ૧૫૨૯ માં બાબરે બહાર અને બંગાળા જીત્યા. એ સને ૧૫૩૦ માં મરણ પામ્યો. એ ઘણો બહાદૂર હતો.

હુમાયું — એ બાબરનો છોકરો હતો. એણે ૨૬ વર્ષ સુધી નામનું રાજ્ય કીધું. પણ એને આસરે ૧૬ વર્ષ (૧૫૪૦-૫૬) પરદેશમાં રહેવું પડયું. એ દરમ્યાનમાં હિંદુસ્તાનમાં સૂરવંશના અફઘાન રાજાઓએ રાજ્ય કીધું. ગુજરાતનો પાદશાહ બહાદૂરશાહ એનો કટ્ટો શત્રુ હતો. એણે તેને મંદેશ્વર આગળ સને ૧૫૩૪ માં હરાવ્યો અને તેની પાસેથી ઘણું રાજ્ય લઈ લીધું. સને ૧૫૪૦ માં શેરખાં નામના અફઘાને એને કનોજ આગળ હરાવી ન્હસાડી મૂક્યો. ૧૬ વર્ષ પછી હુમાયુંએ એનું રાજ્ય પાછું મેળવ્યું. પણ એ રાજ્ય ભોગવવાને ઝાઝું જીવ્યો નહિ. એ સને ૧૫૫૬ માં મરણ પામ્યો. એ બહાદૂર, મિલનસાર, અને ભણેલો હતો.

અકબર.— એ હુમાયુંનો છોકરો હતો અને સને ૧૫૪૨ માં અમરકોટમાં જન્મ્યો હતો. એ ૧૩ વર્ષની ઉમ્મરે ગાદીએ બેઠો. એના સગીરપણામાં બહેરામખાં એની વતી રાજ્ય ચલાવતો હતો. આદિલ-શાહનો સરદાર હેમુ એની સામા લ્હડી આવ્યો, પણ તે સને ૧૫૫૬ માં પાણીપત આગળ હારી ગયો. રજપૂત લોકો સાથે ઘણીવાર લડાઈ કર્યા પછી અકબરે સને ૧૫૭૨ માં માળવા અને ગુજરાત જીત્યાં. સને ૧૫૭૫ માં એણે બંગાળા, બહાર, અને ઓરિસ્સા લીધાં. પછી એણે સને ૧૫૮૬ માં કાશ્મીર, ૧૫૯૨ માં સિંધ, અને ૧૫૯૪ માં કંદહાર જીત્યાં.

સને ૧૫૯૯ માં અકબરે પોતાના છોકરા મુરાદને અહમદનગર મોકલ્યો. તે વખતે ત્યાં ચાંદબીબી રાજ કરતી હતી. તેણીએ બ્હાદૂરીથી મુગલોને હટાવી કહાડ્યા, પણ બીજે વરસે જ્યારે અકબર જાતે ગયો ત્યારે તેનો કિલ્લો હલ્લો કરીને લઈ લીધો, ૧૬૦૦. અકબર સને ૧૬૦૫ માં મરણ પામ્યો. એ દયાળુ, કૃપાળુ અને ઇન્સાફી હતો. એ હિંદુઓને અને મુસલમાનોને સમાન ગણી બન્નેને ઊંચી પદ્વી આપતો હતો. એણે જજીઆ વેરો કહાડી નાખ્યો, હિંદુઓમાં બાળલગ્ન કરવાની મના કીધી, વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ આપી, અને સતી થવાનો ચાલ નરમ પાડ્યો. સરકારી મ્હેસુલની બાબતમાં ઘણો ચતુર માણસ રાજા ટોડરમલ એના રાજ્યમાં થઈ ગયો.

જહાંગીર અથવા સલીમ.—એ અકબરનો છોકરો હતો. એ સને ૧૬૦૫ માં ગાદીએ બેઠો. એ નૂરજહાં સાથે પરણ્યો. સને ૧૬૧૩ માં એણે અંગ્રેજોને વ્હેપારના કેટલાક હકો આપ્યા અને તેઓને સુરત, ખંભાત, ગોઘા, અને અમદાવાદમાં કોઠીઓ સ્થાપવા દીધી. સને ૧૬૧૪ માં એણે ઉદેપુરના રાણાને તાબે કીધો. એના રાજ્યમાં એના છોકરા શાહજહાંએ બંડો કરી ઘણી અડચણ પમાડી. સને ૧૬૨૬ માં એના સરદાર મહોબતખાંએ એને કેદ પકડ્યો. નૂરજહાંએ તેને છોડવવાને કોશિશ કીધી, પણ તેમાં તે પહેલાં તો ફાવી નહિ; પણ આખરે તેને છોડવ્યો. જહાંગીર સને ૧૬૨૭ માં મરણ પામ્યો. એ નબળો અને ધિક્કારવાજોગ હતો. એને દારૂ પીવાની લત લાગી હતી અને એના માનીતા એને જેટલું પાણી પાતા તેટલું એ પીતો.

શાહજહાં.—એ જહાંગીરનો છોકરો હતો. એ સને ૧૬૨૭ માં ગાદીએ બેઠો. એના રાજ્યમાં સૌથી જાણવાજોગ બીના એ બની કે કાબૂલ અને દક્ષિણમાં બંડો ઊઠ્યાં. એને ચાર છોકરા હતા—દારા, શૂજા, ઔરંગઝેબ, અને મુરાદ. આ ચારેમાં ઔરંગઝેબ સૌથી બંધો અને હોંશીઆર હતો. એણે દગાફટકાથી પોતાના ભાઈઓનું કાસળ કાઢ્યું, પોતાના બાપને પદભ્રષ્ટ કીધો અને પોતે ગાદી પચાવી પડ્યો,

૧૬૫૮. શાહજહાંએ સુંદર ઇમારતો બંધાવી તેને સારૂ તે ઘણો પ્રખ્યાત છે. એણે છ કરોડ રૂપીઆ ખરચી એક મયુરાસન કરાવ્યું!!! એણે આગ્રામાં તાજમહાલ બંધાવ્યો તે દુનિયામાં સૌથી સુંદર ઇમારતોમાંની એક છે. એ સને ૧૬૬૬ માં મરણ પામ્યો. એ ડાહ્યો અને ન્યાયી બાદશાહ હતો.

ઔરંગઝેબ.—એ શાહજહાંનો સૌથી નાનો છોકરો હતો. એ પોતાના ભાઇઓને મારી નાખીને ગાદીએ બેઠો, ૧૬૫૮. શિવાજી એનો કટ્ટો દુશ્મન હતો તેની સાથે એને વારંવાર લડાઇ ચાલતી હતી. એણે પારકા ધર્મના લોકો ઉપર જજીઆ વેરો નાખ્યો. રજપૂતોએ એની સામું બંડ મચાવ્યું, પણ એણે તેઓને તદન નરમ પાડયા. સને ૧૬૮૬ માં એણે બીજાપુર લીધું, અને બીજે વરસે ગોવળકોંડા તાબે થયું. દક્ષિણમાં એ લડાઇમાં રોકાયલો હતો તેવામાં શિવાજીનો છોકરો શંભાજી એના હાથમાં ફસાયો તેને એણે નિર્દયપણે મારી નાખ્યો, અને તેના છોકરા શાહૂને કેદ કીધો. સને ૧૭૦૦માં એણે સતારા લીધું, પણ થોડી મુદતમાં મરેઠાઓએ પોતાના હાથમાંથી ગયલા પ્રાંતો પાછા લઇ લીધા. સને ૧૭૦૭ માં તે અહમદનગર ગયો. ત્યાં તે મરણ પામ્યો. એ ઘણો સમર્થ અને લડાઇની ઝનુનવાળો હતો, પણ ધર્માંધ, લુચ્ચો અને દગાખોર હતો. એના વખતમાં મુગલાઇની પૂરી ચ્હડતી હતી.

---

## मुसलमान तथा मुगल बादशाहोना वखतना प्रख्यात पुरुषो.

પૃથ્વીરાજ.—એ અજમેર અને દિલ્હીનો ચોહાણ રજપૂત રાજા હતો. એણે સને ૧૧૯૧ માં શાહબુદ્દીન ઘોરીને પાણીપતના યુદ્ધમાં હરાવ્યો. પણ બે વરસ રહી તેણે એને સ્થાનેશ્વર આગળ હરાવ્યો અને કેદ પકડી મારી નાખ્યો. એ ઘણોજ શૂરો અને સ્વદેશાભિમાની હતો.

મલેક કાફૂર.—એ એક ખૂબસુરત ગુલામ હતો. એને ખંભાતમાંથી અલાઉદ્દીન ખીલજીએ પકડી આણ્યો હતો. એ પાદશાહનો માનીતો

થઈ પડયો અને તેથી જલદીથી ઊંચી પદીએ ચડયો. એણે સને ૧૩૦૩માં વરંગૂળ ઉપર ચડાઈ કરી. સને ૧૩૦૬ માં એણે માળવા અને ખાનદેશ જીતી લીધા અને મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ (દોલતાબાદ) લીધું. સને ૧૩૧૦–૧૨ માં એણે કર્ણાટક તથા મલબાર ઉપર ચડાઈ કરી છેક કન્યાકુમારી ભૂશિર સુધી જીત મેળવી. સને ૧૩૧૫ માં એણે અલાઉદ્દીનને ઝેર દઈ મારી નાખ્યો. એને મુબારકે મારી નાખ્યો, ૧૩૧૬.

**ટોડરમલ**.—એ અકબરના રાજ્યમાં જમીનની મ્હેસુલ વગેરેના ધારા બાંધનાર હતો. એણે પોતાના ધારા સૂરવંશના શીરખાંના કાયદા ઉપરથી બાંધ્યા. એણે રાજ્યના ૧૮ વિભાગ કીધા, અને તે દરેકમાં એકેકો સૂબેદાર નીમ્યો. જમીદારોએ સરકારમાં કેટલી રકમ ભરવી તે એણે નક્કી કીધું. એણે બધી જમીનનું ચોકસાઈથી માપ લીધું અને તેના ત્રણ વર્ગ પાડયા, અને એની દેખરેખ નીચે બેકાયદે જે કરો નાખવામાં આવતા હતા તે બધા કહાડી નાખવામાં આવ્યા.

**બહેરામખાં**.—એ એક ઈરાની અમીર હતો. હુમાયુંએ એની મદદથી સને ૧૫૫૫ માં બંગાળાના સિકંદર સૂરને હરાવ્યો. હુમાયુંના મરણ પછી એ અકબરની વતી રાજ ચલાવવા લાગ્યો અને એણે પાણીપતના યુદ્ધ (૧૫૫૬) માં આદિલશાહના સરદાર હેમુને હરાવ્યો. આથી રાજ્યની કુલ સત્તા એના હાથમાં આવી. હવે અકબર જ્યારે મોટા થયો, ત્યારે તેનાથી એ ખમાયું નહિ તેથી તેણે રાજસત્તા પોતાના હાથમાં લીધી. આથી બહેરામખાંએ બંડ કર્યું, પણ ફાવ્યો નહિ. તે મક્કે હજ કરવા નીકળ્યો, પણ ગુજરાતમાં તેને કોઈએ મારી નાખ્યો.

**મહોબતખાં**.—એ કાબૂલમાં રાજ કરતો હતો ત્યાંથી એને નુરજહાંએ પોતાના છોકરા શહરયારને ગાદી અપાવવામાં મદદ કરવાને દિલ્હી બોલાવ્યો. જ્યારે ૧૬૨૧માં શાહજહાં બંડ કરી ઉઠયો ત્યારે મહોબતખાંએ તેને દક્ષિણમાં નહસાડયો. એને પર્વિઝ શાહજાદા જોડે દોસ્તી થઈ તેથી એ નૂરજહાંનો અકારો થઈ પડયો. જ્યારે મહોબતખાંએ જાણ્યું કે નૂરજહાંનો વિચાર મને ખરાબ કરવાનો છે ત્યારે તેણે જહાંગીરને

કેદ પકડયો. નૂરજહાંએ તેને છોડવવા ઘણી મ્હેનત કીધી; મ્હેલાં તો ફાવી નહિ, પણ પાછળથી તેને કંઈ યુક્તિથી છોડવ્યો.

**મલિક અંબર.**—એ આબિસિનિયાનો રેહેવાસી અહમદનગરમાં મ્હોટો અમીર થઈ પડયો હતો. ચાંદબીબીના મરણ પછી એ અહમદનગરના રાજ્યનો કારભાર ચલાવવા લાગ્યો. એણે દક્ષિણમાં ટોડરમલની મ્હેસુલની પદ્ધતિ દાખલ કીધી. એ ૧૬૨૬ માં મરણ પામ્યો ત્યાંસુધી મુગલોની સામા બ્હાદૂરીથી ટકી રહ્યો.

**નાદીરશાહ.**—એ ઈરાનનો પાદશાહ હતો. એણે કંદહાર અને કાબૂલ જીત્યા પછી મહમ્મદશાહના વખતમાં હિંદુસ્તાન ઉપર ચડાઈ કરી. એ મુગલ લશ્કરને ૧૭૩૯ માં કર્ણાલ આગળ હરાવી પાદશાહ સાથે દિલ્હી ગયો. ત્યાં ઈરાનીઓને મુગલોએ માર્યા, તેથી નાદીરે દિલ્હીનાં લોકોની કતલ કરાવી. એ દિલ્હી લૂટી પુષ્કળ દ્રવ્ય લઈ પાદશાહને ગાદીએ બેસાડી પાછો ઈરાન ગયો, ૧૭૩૯. એને ૧૭૪૭ માં એની પ્રજાએ મારી નાખ્યો.

**અહમદશાહ અબદલી.**—એ અફઘાન સરદાર હતો. એ નાદીરશાહના લશ્કરમાં પ્રખ્યાત થયો હતો. નાદીરશાહના મરણ પછી એ કંદહારની ગાદીએ બેઠો. એણે હિંદુસ્તાન ઉપર ચ્હડાઈ કરી, પણ સરહિંદ આગળ હારી ગયો, ૧૭૪૮. એજ વર્ષમાં એ પાછું પોતાનું લશ્કર લઈ હિંદુસ્તાનમાં આવ્યો અને મુગલો પાસેથી પંજાબ પ્રાંત લીધો. સને ૧૭૫૭ માં એણે પાછી હિંદુસ્તાન ઉપર ચ્હડાઈ કરી, પણ ત્યાં મરકી ચાલવાથી એને તરત કાબૂલ જતાં રહેવું પડયું. એણે પોતાના છોકરાને પંજાબનો સૂબો કરી ત્યાં રાખ્યો. સને ૧૭૫૮ માં મરેઠા લોકોએ પંજાબ ઉપર ચ્હડાઈ કરી ત્યાંના સૂબાને કહાડી મૂક્યો. આ વાતની ખબર અહમદશાહ અબદલીને પડી કે તે એકદમ મોટું લશ્કર એકઠું કરી હિંદુસ્તાન ઉપર ચ્હડી આવ્યો અને મરેઠાઓના સરદાર સદાશિવરાવ ભાઉ અને વિશ્વાસરાવને સને ૧૭૬૧ માં પાણીપતના મ્હોટા યુદ્ધમાં હરાવ્યા.

---

## प्रख्यात मुसलमान स्त्रीओ.

રઝીઆ બેગમ.—એ ગુલામ વંશાની રાણી હતી. એ અલ્તમશની છોકરી હતી. એ પોતાના ભાઈ રૂકનુદ્દીનને પદભ્રષ્ટ કરી ગાદીએ બેઠી, ૧૨૩૬. એ ઘણી રૂપાળી અને ભણેલી સ્ત્રી હતી, અને હોંશીઆરીથી અને ચતુરાઈથી રાજ્ય ચલાવતી હતી. આમ છતાં એણે જમાલ નામના હબસી સરદાર સાથે ઘણી પ્રીતિ બાંધી તેથી ઉમરાવો એની ઉપર ગુસ્સે થયા અને એની સામું બંડ ઉઠાવ્યું, તેમાં એ અને એનો ધણી બન્ને હારી ગયાં ને માર્યાં ગયાં, ૧૨૩૯.

ચાંદબીબી.— એ બીજાપુરના અલી આદિલશાહની વિધવા બેગમ હતી અને હિંદુસ્તાનની અથવા જગતની તવારીખમાં એક ઘણીજ શૂરવીર સ્ત્રી થઇ ગઇ. સને ૧૫૯૯ માં અહમદનગર એના હાથમાં હતું. અકબરનો છોકરો મુરાદ, જેણે એ શહેરને ઘેરો ઘાલ્યો હતો તેની સામું એણે અજાયબ જેવી ચતુરાઈ અને બહાદૂરીથી રક્ષણ કીધું હતું. મુગલ લશ્કરને પાછું હઠાવી કહાડવામાં આવ્યું. બીજે વરસે અકબર જાતે આવ્યો, પણ આ બહાદૂર બીબીને તેણીના સિપાઈઓએ મારી નાખી, ૧૬૦૦.

નૂરજહાં.— એ એક ઇરાનીની છોકરી હતી અને શેર અફઘાન સાથે પરણી હતી. પણ જહાંગીરે એ શેર અફઘાનને મારી નખાવ્યો અને પોતે એની સાથે લગન કીધું. એણે મહોબતખાંની સાથે વેર કીધું તેથી જહાંગીર કેદ પકડાયો, પણ પાછળથી એણે તેને યુક્તિથી છોડાવ્યો.

---

## प्रख्यात मरेठा राजा, सरदारो वगेरे.

શિવાજી.—એ શાહજીનો છોકરો હતો. એ સને ૧૬૨૭ માં જન્મ્યો હતો. એ હિંદુસ્તાનમાં મરેઠી રાજ્યનો સ્થાપનાર હતો. એણે ૧૯ વર્ષની ઉમ્મરે પૂનાની પાસેનો તોર્નિઆનો ડુંગરી કિલ્લો લીધો અને ધીમે ધીમે પોતાની સત્તા વધારતો ગયો. સને ૧૬૫૯ માં બીજાપુર

સરકારે શિવાજીને મારી નાખવાને અફઝુલખાંને લશ્કર આપીને મોકલ્યો; પણ આ કમનસીબ સરદારને શિવાજીએ પોતાની મુલાકાતે બોલાવી કપટથી મારી નાખ્યો. સને ૧૬૬૨ માં શિવાજીએ પૂનામાં દક્ષિણના સૂબા શાયીસ્તખાં ઉપર ચ્હડાઈ કરી. એ સૂબો એનાથી મરતો બચ્યો. સને ૧૬૬૪ માં એણે સુરત લુટ્યું અને રાજા નામ ધારણ કરી પોતાના નામના સિક્કા પાડવા લાગ્યો. છ વર્ષ પછી એણે પાછું સુરત લુટ્યું. એણે વ્હાણોનો કાફલો એકઠો કર્યો અને જે જાત્રાળુઓને વ્હાણમાં મક્કે લઈ જતા હતા તેના ઉપર હુમલો કીધો. આથી ઔરંગજેબે એની સત્તા નરમ પાડવાને રાજા જયસિંગ અને દિલિરખાંને મોકલ્યા. પણ શિવાજી શરણ થયો, અને પોતાના કિલ્લાઓમાંથી ૨૦ કિલ્લા આપી દીધા. આના બદલામાં એને બીજાપુરના રાજ્યના કેટલાક ભાગની ચોથ અને સરદેશમુખીનો હક મળ્યો. સને ૧૬૭૪ માં એણે રાયઘઢ આગળ વિધિપૂર્વક રાજ્યાભિષેક કરાવ્યો. બે વરસ પછી એણે કર્ણાટક ઉપર ચ્હડાઈ કરી અને જીંજી, વેલોર વગેરે લીધાં. એ સને ૧૬૮૦માં મરણ પામ્યો. એ બહાદૂર યોદ્ધો, ચતુર સેનાપતિ, અને પાકો રાજદ્વારી પુરૂષ હતો. એના ઉપર એના સિપાઈઓની ઘણી પ્રીતિ હતી.

રઘુનાથરાવ ઉર્ફે રાઘોબા.—એ બીજા પેશ્વા બાજીરાવનો બીજો છોકરો હતો. સને ૧૭૫૮ માં એણે અહમદશાહ અબદલીનો છોકરો જે પંજાબનો સૂબો હતો તેને હરાવ્યો અને પોતે લાહોરમાં બેઠો. અહમદ-શાહ અબદલીને આ વાતની ખબર પડી એટલે તે હિંદુસ્તાન ઉપર ચ્હડી આવ્યો અને સને ૧૭૬૧ માં પાણીપતના મોટા યુદ્ધમાં મરેઠાઓને હરાવ્યા. પાંચમો પેશ્વા નારાયણરાવ સગીર હોવાથી રાઘોબા રાજ્યરક્ષક થયો. એની દુષ્ટ સ્ત્રી આનંદીબાઈએ દગો કરીને નારાયણરાવને મારી નખાવ્યો. પછી રાઘોબાએ પેશ્વા નામ ધારણ કીધું, પણ નારાયણરાવની સ્ત્રી જે ગર્ભવંતી હતી તેને માધવરાવ નારાયણ કરીને એક પુત્ર થયો તેને પેશ્વાની ગાદી મળી. તેથી રાઘોબાએ પેશ્વાઈ મેળવવાને અંગ્રેજ સાથે સુરત આગળ કરાર કર્યા, ૧૭૭૫. એ કરાર હેસ્ટિંગ્સે

ગેરવાજબી ગણ્યા અને નાના ફડનવિસ વગેરે સાથે પુરંધર આગળ કરાર કીધા, ૧૭૭૬. પણ નાના ફડનવિસ ફ્રેન્ચોની સાથે કાવતરાં કરેછે એમ જાણી હેસ્ટિંગ્સને રાઘોબાનો પક્ષ લેવો પડ્યો. એટલામાં સાલબાઈ આગળ મરેઠાઓ સાથે કરાર થયા, ૧૭૮૨. રાઘોબાને પેન્શન બાંધી આપ્યું.

**નાના ફડનવિસ.**—એ મોટો રાજ્યદ્વારી પુરૂષ હતો. જ્યારે નારાયણરાવને મારી નાખ્યો ત્યારે એણે તેની વિધવા અને બાળકનો પક્ષ લીધો, અને બંગાળા સરકાર સાથે સને ૧૭૭૬ માં પુરંધર આગળ કરાર કીધા (જૂઓ પાને ૩૩ મે). ત્યાર પછી ફ્રેન્ચ લોકો સાથે એ કાવતરાં કરે છે એમ માલમ પડ્યાથી હેસ્ટિંગ્સને રાઘોબાનો પક્ષ લેવાની જરૂર પડી. એણે સને ૧૭૮૨ માં બાળક પેશ્વા તરફથી સાલબાઈના કરાર કીધા (જૂઓ પાને ૩૩-૩૪ મે). જ્યારે રાઘોબાનો સૌથી મોટો પુત્ર બાજીરાવ ૨ જો પેશ્વા થયો ત્યારે એને કેદમાં નાખ્યો, પણ તરતજ એને છૂટો કીધો અને પાછો પ્રધાન બનાવ્યો. પણ એ ઝાઝું જીવ્યો નહિ. એ સને ૧૮૦૦ માં મરણ પામ્યો. એની સાથે મરેઠી રાજ્યનું બધું ડહાપણ અને વિવેક પણ ગયાં. એ મહાન સ્વદેશાભિમાની હતો. પૂનામાં અંગ્રેજની કુમકની પદ્ધતિ દાખલ કરવાને એણે ચોખ્ખી ના પાડી.

**મહાદાજી સિંધિયા.**—એ સને ૧૭૬૧ માં ગાદીએ બેઠો. એ નાના ફડનવિસનો હરીફ હતો. એણે રાઘોબા અને અંગ્રેજ તરફથી ૧૭૭૯ માં નાના ફડનવિસ સાથે વાર્ગામના કરાર કર્યા. તે અંગ્રેજોએ પાળ્યા નહિ. તેથી જ્યારે અંગ્રેજોએ ડભોઈ અને અમદાવાદ લીધાં, ત્યારે સિંધિયા તેઓના સામો થયો, અને પેશ્વાના વકીલ તરીકે અંગ્રેજ સાથે ૧૭૮૨ માં સાલબાઈના કરાર કીધા, તેમાં એને ભરૂચ મળ્યું. એ કરાર એને સ્વતંત્ર મરેઠી રાજ્ય સ્થાપવાને ઘણા લાભકારક થઈ પડ્યા. એણે ગોહદના રાજા પાસે ગ્વાલિયર લીધું, અને દિલ્હીમાં પૂર્ણ સત્તા મેળવી પેશ્વાની વતી વંશપરંપરા કારભાર ચલાવવાની સનદ મેળવી. પછી એણે જેપુર, જોધપુર વગેરેના રાજાને અને ઘણા

નવાબોને તાબે કીધા. એ એટલો બળવાન થઈ પડયો કે એણે પેશ્વાઈ છીનવી લીધી હોત, પણ એકાએક મરણ પામ્યો, ૧૭૯૪.

**દોલતરાવ સિંધિયા**.— એ મોટો મરેઠા સરદાર હતો. એ સને ૧૭૯૪ માં ગ્વાલિયરની ગાદીએ બેઠો. સને ૧૮૦૧ માં જસવંતરાવ હોલ્કરે એને ઉજ્જૈન આગળ હરાવ્યો. બીજા બાજીરાવે અંગ્રેજ જોડે સને ૧૮૦૨ માં વસાઈ આગળ કરાર કીધા તેથી નારાજ થઈને એણે અંગ્રેજ સાથે લડાઈ કરી. અંગ્રેજોએ અહમદનગર લીધું, ૧૮૦૩. જેનરલ વેલ્સ્લેએ એને અને વરાડના રઘુજી ભોંસલેને અસાઈ આગળ હરાવ્યા, ૧૮૦૩. એજ વર્ષમાં લોર્ડ લેઈકે એને દિલ્હી, આગ્રા, અને લાસ્વારીનાં યુદ્ધમાં હરાવ્યો અને તેથી એને વારંવાર સંકટો ભોગવવાં પડ્યાં. એ અને એના મળતિયા રઘુજી ભોંસલેને જેનરલ વેલ્સ્લેએ એજ વરસની આખરે પાછા આર્ગામ આગળ હરાવ્યા. આ પ્રમાણે બીલકુલ નાસીપાસ થઈને એણે સર્જી અંજેગામ આગળ અંગ્રેજો સાથે કરાર કીધા (જૂઓ પાને ૩૭ મે). એ સને ૧૮૨૭ માં મરણ પામ્યો.

**જસવંતરાવ હોલ્કર**.— એ સને ૧૭૯૫ માં તુકાજી હોલ્કર પછી ગાદીએ બેઠો. એ જબરી લૂટફાટ ચલાવવા લાગ્યો અને દોલતરાવ સિંધિયાનો કટ્ટો હરીફ થઈ પડ્યો. એણે સિંધિયાને સને ૧૮૦૧ માં ઉજ્જનના યુદ્ધમાં હરાવ્યો; પણ સિંધિયા અને પેશ્વાના લશ્કરે એને પાછો હઠાવી કહાડયો. એજ વરસમાં એ પૂને આવી પહોંચ્યો અને ત્યાં બાજીરાવ ૨ જાને હરાવ્યો. બાજીરાવ ૨ જો મદદને સારૂ અંગ્રેજો પાસે નહાસી ગયો. હોલ્કરે પૂના લૂટયું અને નવો પેશ્વા કીધો. પણ લાગલોજ બાજીરાવને અંગ્રેજોએ વસઈના કરારની શરત પ્રમાણે પેશ્વાની ગાદીએ બેસાડયો. સને ૧૮૦૪ માં ફ્રેઝર અને મોન્સને એને ડીગ આગળ હરાવ્યો અને પાછો લેઈકે ફરક્કાબાદ આગળ હરાવ્યો. એ નહાસીને સીખ લોકો પાસે મદદ મેળવવાને પંજાબ ગયો, પણ ત્યાં કાંઈ ફાવ્યો નહિ તેથી એણે સલાહ કીધી, ૧૮૦૫. એ સને ૧૮૧૧ માં મરણ પામ્યો.

**રઘુજી ભોંસલે.**—એ વરાડનો રાજા હતો. સને ૧૮૦૨ માં બીજા બાજીરાવે અંગ્રેજો સાથે વસઈ આગળ કરાર કર્યા તે વાત એને અને દોલતરાવ સિંધિયાને પસંદ પડી નહિ, તેથી તેઓ બન્નેએ અંગ્રેજ સાથે લડાઈ કરી. જેનરલ વેલ્સ્લેએ સને ૧૮૦૩ માં એ બન્નેને આસાઈ અને આર્ગોમ આગળ હરાવ્યા. તદન નાસીપાસ થઈને રઘુજી ભોંસલેએ અંગ્રેજ સાથે દેવગામ આગળ કરાર કર્યા, ૧૮૦૩ (જુઓ પાને ૩૬મે). એ સને ૧૮૧૬ માં મરણ પામ્યો.

---

## प्रख्यात मरेठा स्त्रीओ.

**તારાબાઈ.**—એ શંભાજીના સાવકા ભાઈ રાજારામની સ્ત્રી હતી. જ્યારે સને ૧૭૦૦ માં રાજારામ મરી ગયો ત્યારે એ સ્ત્રી પોતાના છોકરા બીજા શિવાજીના નામથી રાજકારભાર ચલાવવા લાગી. સને ૧૭૦૭ માં શંભાજીના છોકરા શાહુને મુગલોએ છોડી મુક્યો ત્યારે તે સતારે ગયો અને ગાદીએ બેઠો. તારાબાઈ અને એનો છોકરો શિવાજી બીજો સામે થયાં ખરાં, પણ કાંઈ ફાવ્યું નહિ, તેથી તેઓ કોલ્હાપુર ગયાં અને ત્યાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું, ૧૭૨૯.

**આનંદીબાઈ.**—એ રાઘોબાની સ્ત્રી હતી. એણે નારાયણરાવનું ખૂન કરાવ્યું, ૧૭૭૩. એ છેલ્લા પેશ્વા બાજીરાવની મા થાય.

**અહલ્યાબાઈ.**—એ મલ્હારરાવ હોલ્કરના છોકરાની સ્ત્રી હતી. એ સને ૧૭૬૬ માં ઈંદોરની ગાદીએ બેઠી. એ રાણીમાં ઘણા ઉચ્ચ ગુણો હતા અને એના જેવી રાણી કોઈ ભાગ્યેજ થઈ હોય. એ પરમ ભક્તિવાળી, દયાળુ અને ઉદ્યોગી હતી. એ સને ૧૭૯૫ માં મરણ પામી. એણે તુકાજી હોલ્કરને દત્તક લીધો હતો.

**તુલસીબાઈ.**—એ જસવંતરાવ હોલ્કરના મરણ (૧૮૧૧) પછી તેના દાસીપુત્ર મલ્હારરાવ હોલ્કરના નામથી રાજ્ય ચલાવતી હતી. એને એના સરદારોએ પીંઢારાના સરદાર ચીતુનો પક્ષ લેવાને જરૂર પાડી, પણ એ અંગ્રેજના પક્ષની છે એમ તેઓને વ્હેમ આવ્યાથી એને મારી નાખી. એ ઘણી દુર્ગુણી સ્ત્રી હતી.

---

## प्रख्यात फ्रेन्च सरदारो.

જોસેફ ફ્રાંકોઈ ડુપ્લે.—એ પ્રખ્યાત ફ્રેન્ચ વ્હેપારી હતો. સને ૧૭૩૧ માં એને ચંદ્રનગરની કોઠીનો ઉપરી નીમ્યો. સને ૧૭૪૧ માં એ પોંડીચરીનો ગવર્નર-જેનરલ નીમાયો. એની મુખ્ય નેમ એ હતી કે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડી મૂકવા. સને ૧૭૪૬ માં કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનની મદદ લઈને એણે મદ્રાસને ઘેરો ઘાલ્યો અને નવાબને ખાતરી આપી કે એ શેહેર લેવાશે એટલે તમને આપી દઈશ. નબળો કોટ હોવાથી મદ્રાસ લઈ લેવામાં આવ્યું. હવે ડુપ્લેએ પોતાના ઠરાવ પ્રમાણે કરવાને ના પાડી. નવાબે એક લશ્કર મોકલ્યું, પણ તે હારી ગયું. સને ૧૭૪૮ માં અંગ્રેજોએ પોંડીચરીને ઘેરો ઘાલ્યો, પણ ડુપ્લેએ હિમ્મત રાખીને તેનું એવું તો રક્ષણ કીધું કે ઘેરો ઘાલનારાઓને ઘણી શરમમાં ઘેરો ઉઠાવી પાછું જવું પડ્યું. સને ૧૭૫૦ માં ડુપ્લેએ મુજફ્ફરજંગ સાથે સામેલ થઈને અન્વરૂદ્દીનને આંબૂર આગળ હરાવ્યો. એજ વર્ષમાં નાસિરજંગ ઉપર ચ્હડાઈ કરી તેને મારી નાખ્યો, અને નાસિરજંગ જ્યાં હારી ગયો હતો ત્યાં આગળ એક જયસ્તંભ ઊભો કીધો અને ડુપ્લે-ફતેહ-આબાદ નામનું એક શેહેર પણ બાંધ્યું. સને ૧૭૫૪ માં એને ફ્રેન્ચ સરકારે પાછો બોલાવી લીધો. એ સને ૧૭૬૪ માં પારિસમાં મરણ પામ્યો.

લાબોર્ડોનેઈ.—એ ફ્રેંચ સરદાર ૧૭૪૬ માં ડુપ્લેની મદદે હિંદુસ્તાન આવ્યો. એને ડુપ્લેએ મદ્રાસને ઘેરો ઘાલવા મોકલ્યો; તે શેહેર એણે લીધું, પણ લાંચ લઈ ડુપ્લેની મરજી ઉપરાંત તે અંગ્રેજને પાછું આપી દઈ પોતાનાં વ્હાણ મારિશ્યસ હંકારી ગયો. એ ફ્રાન્સ ગયો ત્યારે એને ફ્રેન્ચ સરકારે કેદ કીધો. એ સને ૧૭૫૩ માં મરણ પામ્યો.

બુસી.—એ એક બ્હાદૂર ફ્રેન્ચ સરદાર હતો. એ આંબૂરના બીજા યુદ્ધમાં ડુપ્લેના હાથ નીચે કામ કરતો હતો, ૧૭૫૦. એણે સલાબતજંગને દક્ષિણનો સૂબો કીધો. સને ૧૭૫૩ માં એણે ઉત્તર

સરકાર લીધો અને દક્ષિણમાં મોટી ફ્રેન્ચ સત્તા સ્થાપી. એણે દક્ષિણમાં સૌથી જબરો દોલતાબાદનો કિલ્લો પોતાના તાબામાં લીધો. આ વખતે બૂસીની સત્તા પૂર્ણ કળાએ પ્હોંચી હતી. સને ૧૭૫૯ ના ડીસેમ્બરમાં લાલી અને બૂસીએ વાન્ડીવાશ ઉપર ચ્હડાઈ કરી. તેનો ઘેરો ઉઠાવવાને સર આયર કુટ લશ્કર લઈને ગયો. એક યુદ્ધ થયું, તેમાં ફ્રેન્ચો હારી ગયા અને બૂસી કેદ પકડાયો, ૧૭૬૦. એ સને ૧૭૮૩ માં મરણ પામ્યો.

**લાલી.**— એ એક પ્રખ્યાત ફ્રેન્ચ સરદાર હતો. સને ૧૭૫૮ માં એણે મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ અંગ્રેજનો કાફલો આવી પ્હોંચવાથી એને પાછા જવું પડયું. સને ૧૭૫૯ ના ડીસેમ્બરમાં એણે અને બૂસીએ વાન્ડીવાશ શેહેર ઉપર ચ્હડાઈ કરી. તેનું રક્ષણ કરવાને સર આયર કુટ ગયો. એક યુદ્ધ થયું તેમાં ફ્રેન્ચો હારી ગયા અને બૂસી કેદ પકડાયો, ૧૭૬૦. સને ૧૭૬૧ માં અંગ્રેજોએ પોંડીચરી લીધું, અને લાલીને કેદી તરીકે મદ્રાસ મોકલી દીધો. સને ૧૭૬૬ માં એને પારિસમાં ગર્દન માર્યો.

## प्रख्यात अंग्रेज सरदारो.

રોબર્ટ ક્લાઈવ.—એ સને ૧૭૨૫ માં જન્મ્યો હતો. એ સને ૧૭૪૪ માં કમ્પનીના મ્હેતા તરીકે હિંદુસ્તાન આવ્યો, પણ તે નોકરી તરતજ છોડીને લશ્કરમાં નોકરી રહ્યો. સને ૧૭૫૧ માં અંગ્રેજના મળતિયા મહમ્મદઅલીને ત્રિચિનોપલીમાં ચંદા સાહેબ અને એના ફ્રેન્ચ મળતિયાઓએ ઘેરી લીધો હતો. કલાઈવે તીવ્ર બુદ્ધિ ચલાવી કર્યું કે ચંદા સાહેબની રાજધાની આર્કટ છે તેને ઘેરો ઘાલવાથી આપણને લાભ થશે. આમ કર્યાથી આર્કટ પાછું લેવાને દુશ્મનો ત્રિચિનોપલીમાંથી પાછા ગયા; અને કલાઈવે ચંદા સાહેબના છોકરા રાજા સાહેબ સામું એવી તો બહાદુરીથી તે શેહેરનું રક્ષણ કીધું કે તેને ઘેરો ઉઠાવવો પડયો. કલાઈવે રાજા સાહેબ અને તેના ફ્રેન્ચ મળતિયાઓને આર્ની (૧૭૫૧) અને

કાવેરીપાક (૧૭૫૨) આગળ હરાવ્યા, અને કોવેલાંગ અને ચિંગલપટ લીધાં. સને ૧૭૫૭ માં કલાઈવે સુરાજ-ઉદ્-દૌલાને પ્લાસીના યુદ્ધમાં હરાવ્યો. સને ૧૭૬૦ માં તે ઇંગ્લંડ ગયો. તે સને ૧૭૬૧ માં પાછો હિંદુસ્તાન આવ્યો. બે વાર હારી ગયા પછી મુગલ બાદશાહે એને બંગાળા, બહાર અને ઓરિસ્સાની દીવાની આપી, ૧૭૬૫. રાજ્યમાં ઘણા અગત્યના સુધારા કરીને તે સ્વદેશ ગયો, ૧૭૬૭.

સર આયર કુટ.—એ પ્રખ્યાત અંગ્રેજ સરદાર હતો. એણે સને ૧૭૬૦ માં લાલી અને બુસીને વાન્ડીવાશના યુદ્ધમાં હરાવ્યા. સને ૧૭૬૧ માં એણે પોંડીચરીને ઘેરો ઘાલ્યો અને તે શહેર લઈ લીધું. આ જબરી ફતેહથી કુટને બંગાળામાં સેનાપતિ કીધો. સને ૧૭૮૧ માં એણે હૈદરને પોર્ટોનોવો, પોલિલોર અને શોલિંઘર આગળ હરાવ્યો. એ સને ૧૭૮૩ માં મદ્રાસમાં મરણ પામ્યો.

લેઈક.—એ પ્રખ્યાત અંગ્રેજ સરદાર હતો. એણે સને ૧૮૦૩ માં સિંધિયાને દિલ્હી, આગ્રા અને લાસ્વારીનાં યુદ્ધોમાં હરાવ્યો, શાહ આલમ રજાને છૂટો કર્યો અને આગ્રા લઈ લીધું. સને ૧૮૦૪ માં એણે જસવંતરાવ હોલ્કરને ફરક્કાબાદ આગળ હરાવ્યો અને ડીગને ઘેરો ઘાલી એ શહેર ઉપર હલ્લો કરી લઈ લીધું. સને ૧૮૦૫ ની શરૂઆતમાં એણે ભરતપુરને ઘેરો ઘાલ્યો અને અગરજો એ શહેર લેવાયું તો નહિ, પણ ત્યાંના રાજાએ હોલ્કરનો સંપ છોડયો અને ૨૦ લાખ રૂપીઆ અંગ્રેજોને આપ્યા. એ સને ૧૮૦૯ માં મરણ પામ્યો.

સર હ્યુ ગફ.—એ એક અંગ્રેજ સરદાર હતો. એણે પહેલા ચીન વિગ્રહમાં કેટલીક લડાઈઓ કરી. સને ૧૮૪૩ માં એણે ગ્વાલિયરના મરેઠાઓને મહારાજપુર આગળ હરાવ્યા. સને ૧૮૪૫ માં એણે એકલાએ સીખ લોકોને મુડકી આગળ અને એણે અને લોર્ડ હાર્ડિંગે મળીને ફિરોજશાહ આગળ હરાવ્યા. વળી એણે એજ લોકોને રામનગર (૧૮૪૮) તથા ચિલિયાનવાલા (૧૮૪૯) આગળ ખૂબ હંફાવ્યા અને ગુજરાતના મોટા યુદ્ધમાં તેઓને પૂરેપૂરા હરાવી દીધા.

# प्रख्यात नवाबो.

**ચંદા સાહેબ.**— એ કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો જમાઈ હતો. એ ફ્રેન્ચ પક્ષનો હતો. એણે દગો કરી ત્રિચિનોપલી લઈ લીધું, ૧૭૩૬. હવે મરેઠાઓએ ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, અને ચંદા સાહેબને કેદ કરી સતારે લઈ ગયા, ૧૭૪૧. ડુપ્લેએ મરેઠાઓને સાત લાખ રૂપીઆ આપી એને કેદમાંથી છોડાવ્યો. પછી એણે મુજફ્ફરજંગ અને ડુપ્લે સાથે મળી જઈ અન્વરૂદ્દીનને અંબૂર આગળ હરાવ્યો, ૧૭૫૦, અને પોતે કર્ણાટકનો નવાબ થયો. સને ૧૭૫૧ માં એણે ફ્રેન્ચોની મદદથી ત્રિચિનોપલીને ઘેરો ઘાલ્યો, એટલે કલાઈવે એની રાજધાની આર્કટને ઘેરો ઘાલી તે શહેર લીધું. કલાઈવ અને લોરેન્સ ત્રિચિનોપલી કે જેમાં મહમ્મદઅલી ઘેરાયલો હતો તેનો ઘેરો ઉઠાવવાને ત્યાં ગયા; ત્યાં બાર લડાઈઓ થઈ, તેમાં ચંદા સાહેબ માર્યો ગયો, ૧૭૫૨.

**મહમ્મદઅલી.**— એ કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનનો નાનો છોકરો હતો. જ્યારે અન્વરૂદ્દીન અંબૂર (૧૭૫૦) આગળ હારી ગયો અને માર્યો ગયો ત્યારે એ ન્હાસીને ત્રિચિનોપલીમાં ભરાઈ બેઠો. એ શહેરને ચંદાસાહેબે ઘેરો ઘાલ્યો. મહમ્મદઅલીએ અંગ્રેજની મદદ માગી. અંગ્રેજોએ એની મદદે રોબર્ટ કલાઈવને મોકલ્યો. તેણે જઈને ચંદા સાહેબની રાજધાની આર્કટ લઈ લીધું એટલે ચંદા સાહેબના લશ્કરને આર્કટ પાછું લેવાને ત્રિચિનોપલીનો ઘેરો ઉઠાવવો પડ્યો. પછી અંગ્રેજે મહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. એ સને ૧૭૯૫ માં મરણ પામ્યો.

**સુરાજા-ઉદ્દૌલા.**—એ બંગાળા, બહાર, અને ઓરિસ્સાનો નવાબ હતો. એને અંગ્રેજો તરફ ઘણોજ તિરસ્કાર હતો. એણે તેઓની કાસમબજારમાં કોઠી હતી તેને લૂટી લીધી. એણે કલકત્તા ઉપર હુમલો કીધો, ૧૪૬ અંગ્રેજોને કેદ પકડ્યા અને તેઓને એક નાની કોટડીમાં ગોંધ્યા, ૧૭૫૬. એ કોટડીનું પછીથી (બ્લાક હોલ) કારાગૃહ એવું

નામ પડ્યું. બીજે દિવસે જ્યારે બારણું ઉઘાડવામાં આવ્યું ત્યારે ફક્ત ૨૩ જણ જીવતા માલમ પડ્યા. હવે એની સામા એના સરદાર મીર જાફર અને ક્લાઈવે એક મોટું કાવતરું કીધું. ક્લાઈવે એને ૧૭૫૭ માં પ્લાસીના મોટા યુદ્ધમાં હરાવ્યો. ત્યારપછી એને મીર જાફરના છોકરા મીરાને પકડી મારી નાખ્યો.

મીર જાફર.—એ સુરાજ-ઉદ્-દૌલાના લશ્કરનો સરદાર હતો. એણે ક્લાઈવ વગેરે સાથે સુરાજ-ઉદ્-દૌલાને પદભ્રષ્ટ કરવા મસલત કીધી અને તેને ૧૭૫૭ માં પ્લાસી આગળ હરાવી પોતે નવાબ થયો. બીજો શાહઆલમ શૂજા-ઉદ્-દૌલા સાથે મળી એને ગાદી ઉપરથી ઉઠાડવાનો વિચાર કરી લશ્કર લઈને ગયો; પણ પટના આગળ અંગ્રેજની મદદથી મીર જાફરે તેઓને હરાવ્યા, ૧૭૬૦. એ અરસામાં એને અંગ્રેજથી સ્વતંત્ર થવાનું મન ગયું; તેમાં એણે વલંદાઓની મદદ લીધી, પણ ચિન્સુરા આગળ યુદ્ધ થયું તેમાં કર્નલ ફોર્ડે તેઓને હરાવ્યા, ૧૭૬૦. હવે ક્લાઈવની જગોએ વાન્સિટાર્ટ આવ્યો. તેણે એની પાસેથી અંગ્રેજનું લ્હેણું માગ્યું. તે એનાથી અપાયું નહિ, તેથી એને ગાદી ઉપરથી ઉઠાડી એના જમાઈ મીર કાસમને નવાબ કીધો. પછી અંગ્રેજને મીર કાસમ સાથે વાંધો પડ્યો, ત્યારે એને પાછો નવાબ બનાવ્યો. એ સને ૧૭૬૫ માં મરણ પામ્યો.

મીર કાસમ.—એ મીર જાફરનો જમાઈ હતો. જ્યારે મીર જાફર, અંગ્રેજની સામો થયો ત્યારે તેઓએ એને બંગાળાનો નવાબ બનાવ્યો ૧૭૬૦. એ બદલ એણે અંગ્રેજોને બર્દવાન, મિદનાપુર અને ચિતાગોંગ આપ્યાં. એને પદભ્રષ્ટ કરવા બીજો શાહઆલમ શૂજા-ઉદ્-દૌલાની મદદ લઈ આવ્યો. પણ તેને પટના આગળ કર્નલ કાર્લિયડે હરાવ્યો, ૧૭૬૧. પછી એણે જેમ કંપનીના માલ ઉપર દાણની માફી કીધી હતી તેમ પોતાની રૈયતના માલ ઉપર પણ કીધું, તેથી કંપનીએ ગુસ્સે થઈ એને ગાદી ઉપરથી ઉઠાડી, એના સસરા મીર જાફરને પાછી ગાદી આપી.

આથી મીર કાસમ અંગ્રેજના સામો થયો. પણ ઘેરીઆ આગળ હારી ગયા, ૧૭૬૩. ત્યારપછી એ, શૂજા-ઉદ્-દોલા, અને બીજો શાહઆલમ લશ્કર લઈ આવ્યા. બકસર આગળ યુદ્ધ થયું, તેમાં મેજર મન્રોએ એ ત્રણેને હરાવ્યા, ૧૭૬૪.

શૂજા-ઉદ્-દોલા.—એ અયોધ્યાનો નવાબ હતો. એ અને મુગલ બાદશાહ શાહઆલમ ૨ જો મીર કાસમને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવાને ગયા, પણ કર્નલ કાર્નાકે એ બન્નેને પટના આગળ હરાવ્યા, ૧૭૬૧. સને ૧૭૬૪ માં એ, શાહઆલમ ૨ જો, અને મીર કાસમ અંગ્રેજ સાથે લડવા નીકળ્યા, પણ મેજર મન્રોએ એ ત્રણેને બકસર આગળ હરાવ્યા. એણે સને ૧૭૭૪ માં વોરન હેસ્ટિંગસની મદદ લઈ રોહિલાને હરાવ્યા. એ સને ૧૭૭૫ માં મરણ પામ્યો.

---

## મ્હૈસૂરના સુલતાનો.

હૈદરઅલી.—એ એક ફકીરનો પૌત્ર હતો. એ મ્હૈસૂરના રાજાની નોકરીમાં રહ્યો, અને લૂટફાટ, દગો અને લુચ્ચાઈ કરીને એણે ઘણું દ્રવ્ય મેળવ્યું. સને ૧૭૬૧ માં એણે મ્હૈસૂરના ખરા હકદાર રાજાને અને તેના પ્રધાન નંદરાજને પદભ્રષ્ટ કીધા અને પોતે સુલતાન થયો. સને ૧૭૬૩ માં એણે બેડનોર ઉપર ચ્હડાઈ કરી અને તે લઈ લીધું. સને ૧૭૬૬ માં એણે મલબાર ઉપર ચ્હડાઈ કરી અને કલિકટ લીધું. સને ૧૭૬૭ માં એની સામે માધવરાવ, નિજામ અને અંગ્રેજોએ મોટો સંપ કીધો, પણ માધવરાવ અને નિજામને એણે લાંચ આપી પોતાની તરફ કરી લીધા. બે યુદ્ધો થયાં—ચંગામ અને ત્રિનોમાલી આગળ—એ બન્નેમાં કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો, ૧૭૬૭. સને ૧૭૬૯ માં મદ્રાસ આગળ કરાર થયા (જૂઓ પાને ૧૧૧મે). ત્રણ વરસ પછી હૈદરને ત્રિંબક મામાએ ચેરકુલી આગળ હરાવ્યો. સને ૧૭૮૦ માં એણે અંગ્રેજ સરદાર બેલીને પોલિલોર આગળ હરાવ્યો, પણ એ પોતેજ પોર્ટોનોવો, પોલિલોર અને શોલિંઘાઢ આગળ સર આયર કૂટથી હાર પામ્યો, ૧૭૮૧. એ સને ૧૭૮૨ માં મરણ પામ્યો.

ટીપુ.—એ હૈદરનો છોકરો હતો. એ સને ૧૭૮૨ માં મ્હૈસૂરની ગાદીએ બેઠો. એજ વર્ષમાં એણે કર્નલ બ્રાથવેઇટને કોલેરૂન નદીના કિનારા ઉપર હરાવ્યો. સને ૧૭૮૪ માં એણે અંગ્રેજો સાથે મંગલૂર આગળ કરાર કર્યા (જૂઓ પાને ૧૧૧ મે). મરેઠાઓ અને નિજામે એકઠા થઈને હુમલા કીધા તેનો એણે ફતેહમંદીથી અટકાવ કીધો; અને કનેરા, કુર્ગ અને મલબાર પ્રાંતો જીતી લીધા. સને ૧૭૮૯ માં એણે અંગ્રેજના મળતિયા ત્રાવણકોરના રાજા ઉપર હુમલો કીધો, તેથી એને લોર્ડ કોર્નવોલિસે સને ૧૭૯૧ માં અરિકેરા આગળ હરાવ્યો. સને ૧૭૯૨ માં લોર્ડ કોર્નવોલિસે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. પણ તે શરણ થવાની તૈયારીમાં હતું એટલામાં ટીપુએ સલાહ કરી (જૂઓ શ્રીરંગપટ્ટણના કરાર, પાને ૧૧૧ મે). ટીપુ સને ૧૭૯૯ માં ફ્રેંચ લોકોની સાથે કાગળ પત્રનો વ્યવહાર ચલાવવા લાગ્યો. જ્યારે લોર્ડ વેલ્સ્લીને આ વાતની ખબર પડી ત્યારે તેણે લડાઈ જાહેર કરી. ટીપુને જેનરલ સ્ટુઅર્ટે સદાશીર આગળ અને જેનરલ હેરીસે માલવેલ્લી આગળ હરાવ્યો. આ બંને સરદારોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો. એ કિલ્લાનું રક્ષણ કરતાં ટીપુ મરણ પામ્યો, ૧૭૯૯. એ નિર્દય, મગરૂર, અને લોભી હતો. એને મ્હૈસૂરનો "વાઘ" કહેતા.

## पंजाबनो प्रख्यात राजा.

રણજીતસિંગ.—એ શીખ સરદાર સને ૧૭૮૯ માં જન્મ્યો હતો. એને અફઘાન રાજા જમાનશાહે લાહોરને ગવર્નર બનાવ્યો હતો. સને ૧૮૦૯ માં એણે પતીઆળા અને જહીંદના સરદારો ઉપર હુમલો કીધો. તેઓએ પોતાના રક્ષણને સારૂ લોર્ડ મિન્ટોની મદદ માગી. લોર્ડ મિન્ટોએ રણજીતસિંગ સાથે કરાર કીધા તેથી અંગ્રેજો સાથે મિત્રતા રાખવાને તેણે કબૂલ કીધું. એણે શાહ શુજાને અફઘાનીસ્તાનનું રાજ્ય પાછું અપાવવાને અંગ્રેજોને કમનસીબ પ્રયત્નમાં મદદ કીધી. એ સને ૧૮૩૯ માં મરણ પામ્યો. એને પંજાબનો "સિંહ" કહેતા.

# जूदा जूदा गवर्नर-जेनरलनी कारकीर्दीमां बनेली मुख्य बीना:–

૧. વોરન હેસ્ટિંગ્સ (૧૭૭૪-૮૫).—રોહિલા વિગ્રહ (૧૭૭૪); રેગ્યુલેટિંગ ઍાક્ટ (૧૭૭૪)ની રૂએ હેસ્ટિંગ્સ પ્હેલા ગવર્નર-જેનરલ; પ્હેલો મરેઠી વિગ્રહ (૧૭૭૫-૮૨)–સુરતના કરાર (૧૭૭૫); આરાસનું યુદ્ધ (૧૭૭૫); પુરંધર (૧૭૭૬), વાર્ગામ (૧૭૭૯) અને સાલબાઈ (૧૭૮૨)ના કરાર; બીજો મ્હેસુર વિગ્રહ (૧૭૮૦-૮૪)–પોલિલોર (૧), ૧૭૮૦, પોર્ટોનોવો, પોલિલોર (૨), અને શોલિંઘરનાં યુદ્ધો (૧૭૮૧), કોલેરૂનનું યુદ્ધ (૧૭૮૨), અને મેંગલૂરના કરાર (૧૭૮૪); ફોકસ (૧૭૮૩) અને પિટ (૧૭૮૪)ના કાયદા.

૨. લૉર્ડ કોર્નવોલિસ (૧૭૮૬-૯૩).—ત્રીજો મ્હેસુર વિગ્રહ (૧૭૯૦-૯૨)—એરીકેરાનું યુદ્ધ (૧૭૯૧) અને શ્રીરંગપટ્ટણના કરાર (૧૭૯૨); જમાબંદીની રીતો (૧૭૯૩).

૩. સર જોન શોર (૧૭૯૩-૯૮).—અસફ્-ઉદ્-દૌલાનું મરણ, ૧૭૯૭. સાદતઅલી અયોધ્યાનો નવાબ થયો.

૪. માર્ક્વિસ ઑવ્ વેલ્સ્લે (૧૭૯૮-૧૮૦૫).—કુમક આપવાની પદ્ધતિ; ચોથો મ્હેસુર વિગ્રહ (૧૭૯૯)—સદાશીર અને માલવેલીનાં યુદ્ધો, શ્રીરંગપટ્ટણનો ઘેરો, ટીપુનું મરણ, મ્હેસુરની જીત (૧૭૯૯); કર્ણાટક અંગ્રેજે સંયોજી દીધું (૧૮૦૧); વસઈના કરાર (૧૮૦૨); બીજો મરેઠી વિગ્રહ (૧૮૦૩)–અસાઈ, દિલ્હી, લાસ્વારી, આગ્રા અને આર્ગામનાં યુદ્ધો (૧૮૦૩), દેવગામ અને સર્જી અંજેગામના કરાર, (૧૮૦૩); ત્રીજો મરેઠી વિગ્રહ (૧૮૦૪-૫)—ડીગ અને ફરક્કાબાદનાં યુદ્ધો (૧૮૦૪), ભરતપુરનો ઘેરો (૧૮૦૫).

૫. લૉર્ડ કોર્નવોલિસ (બીજીવાર). એનું મરણ. સર જ્યોર્જ બાર્લો (૧૮૦૫-૭).—વેલોરમાં બંડ (૧૮૦૬).

૬. અર્લ ઑવ્ મિન્ટો (૧૮૦૭-૧૩).—મોરિશ્યસ, જાવા વગેરેની જીત (૧૮૦૯-૧૦); જાવા અને એમ્બોયના વલંદા લોકો પાસેથી લીધાં (૧૮૧૨); જાવા ફ્રાન્સને પાછો આપ્યો (૧૮૧૪).

૭. માર્કવિસ ઑવ્ હેસ્ટિંગ્સ (૧૮૧૪-૨૩).—નેપાળ વિગ્રહ (૧૮૧૫-૧૬)—અંગ્રેજે મલ્હન લીધું, આલ્મોરા અને મકવાનપુરનાં યુદ્ધો (૧૮૧૬); ચોથો મરેઠી વિગ્રહ (૧૮૧૭-૧૮)—ખડકી (૧૮૧૭), કોરગામ અને આષ્ટીનાં યુદ્ધો (૧૮૧૮), પેશ્વાઈનો અંત; નાગપુર વિગ્રહ, ૧૮૧૭—સીતાબાલ્દી (૧૮૧૭) અને નાગપુરનાં યુદ્ધો (૧૮૧૭); પીંઢારા વિગ્રહ (૧૮૧૭-૧૮).—માહિદપુરનું યુદ્ધ (૧૮૧૭), મંદેશ્વરના કરાર. (૧૮૧૮).

૮. લૉર્ડ આમ્હર્સ્ટ (૧૮૨૩-૨૮).—પહેલો બ્રહ્મી વિગ્રહ (૧૮૨૩-૨૬)—કેમ્બેલે રંગૂન લીધું, ૧૮૨૫, પગામનું યુદ્ધ, ૧૮૨૬, યેન્દાબુના કરાર, ૧૮૨૬; બારાકપુરમાં બંડ, ૧૮૨૬; કોમ્બરમીઅરે ભરતપુર લીધું (૧૮૨૬).

૯. લૉર્ડ વિલ્યમ બેન્ટિંક (૧૮૨૮-૩૬).—અંગ્રેજે કુર્ગ પ્રાંત લીધો (૧૮૩૪); હિંદુસ્તાનમાં આગબોટો ચાલવા લાગી; કમ્પનીનો વ્હેપાર કરવાનો હક જતો રહ્યો; સર ચાર્લ્સ મેટકાફનો કારભાર; જાહેર છાપાને છૂટ.

૧૦. લૉર્ડ ઑકલન્ડ (૧૮૩૬-૪૨).—અયોધ્યામાં બળવો; શાહ શૂજાને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો; પહેલો અફઘાન વિગ્રહ (૧૮૩૯-૪૨)—પર્વાનનું યુદ્ધ (૧૮૩૯), શાહ શૂજાનું ખૂન; ચીનાઈ વિગ્રહ (૧૮૪૦-૪૨)—હોંકોંગ અંગ્રેજને મળ્યો, ૧૮૪૨.

૧૧. લૉર્ડ એલેનબરો (૧૮૪૨-૪૪).—અંગ્રેજોએ કાબૂલ લીધું અને પછી પોતાનું લશ્કર પાછું હિંદુસ્તાન બોલાવી લીધું; સિંધ સાથે વિગ્રહ (૧૮૪૨-૪૩)—મીઆની અને હૈદરાબાદનાં યુદ્ધો (૧૮૪૩), સિંધ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધું (૧૮૪૩); ગ્વાલિયર વિગ્રહ, ૧૮૪૩—મહારાજપુર અને પનિઆરનાં યુદ્ધો (૧૮૪૩).

૧૨. લૉર્ડ હાર્ડિંગ (૧૮૪૪-૪૭).—પહેલો પંજાબ વિગ્રહ (૧૮૪૫-૪૬)—મુડકી અને ફિરોજશાહ (૧૮૪૫), અલિવાલ અને સોબ્રાઉન (૧૮૪૬) નાં યુદ્ધો, લાહોરના કરાર (૧૮૪૬).

૧૩. લૉર્ડ ડલહૌસી (૧૮૪૮-૫૬).—બીજો પંજાબ વિગ્રહ (૧૮૪૮-૪૯)—ફિનેરા અને સદુસામનાં યુદ્ધો, ૧૮૪૮, મુલતાનનો ઘેરો, રામનગર (૧૮૪૮), ચિલિયનવાલા અને ગુજરાતનાં યુદ્ધો (૧૮૪૯); પંજાબ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધું (૧૮૪૯); બીજો બ્રહ્મી વિગ્રહ (૧૮૫૨-૫૩)—પેગુ સંયોજી દીધું (૧૮૫૨); સતારા (૧૮૪૮) નાગપુર, ઝાંસી, વરાડ (૧૮૫૩), અને અયોધ્યા (૧૮૫૬) અંગ્રેજ રાજ્ય સાથે સંયોજી દીધાં. રેલ્વે અને તાર શરૂ થયાં.

૧૪. લૉર્ડ કેનિંગ (૧૮૫૬-૬૧).—સિપાઇઓનો મ્હોટો બળવો (૧૮૫૭); ભરતખંડનું રાજ્ય ઈંગ્લંડના રાજ્યકર્તાને સોંપી દીધું, ૧૮૫૮.

૧૫. લૉર્ડ એલ્જીન (૧૮૬૨-૬૩). વહાબી ધર્માંધ લોકનું બંડ.

૧૬. લૉર્ડ લૉરેન્સ( ૧૮૬૪-૬૯). ભૂતાન વિગ્રહ (૧૮૬૪-૬૫); ઓરિસ્સામાં ભયંકર દુકાળ (૧૮૬૬); આબિસિનિયાના લોકો સાથે વિગ્રહ.

૧૭. લૉર્ડ મેયો (૧૮૬૯-૭૨).—શેરઅલી સાથે મુલાકાત; ડયુક ઑવ્ કોનોટ હિંદુસ્તાન આવ્યો.

૧૮. લૉર્ડ નૉર્થબ્રુક (૧૮૭૨-૭૬).—વડોદરાના મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કીધો (૧૮૭૫). પ્રિન્સ ઑવ્ વેલ્સ હિંદુસ્તાન આવ્યો, ૧૮૭૫-૭૬.

૧૯. લૉર્ડ લિટન (૧૮૭૬-૮૦).—વિક્ટોરીઆ રાણીને કયેસાર-ઈ-હિંદ મહારાણીનો કિતાબ મળ્યો; બીજો અફઘાન વિગ્રહ; ત્રીજો અફઘાન વિગ્રહ, ૧૮૮૦; મેઇવાન્ડ અને મઝ્રાનાં યુદ્ધો.

૨૦. લૉર્ડ રિપન (૧૮૮૦-૮૪).—હિંદુસ્તાનમાં સ્થાનિક સ્વરાજ્ય દાખલ કરવાની યોજના, ૧૮૮૨; મીઠા ઉપરનો કર કંઇક ઓછો કીધો; વિલાયતી સુતરાઉ કાપડ ઉપરની જકાત કહાડી નાખી; હિંદુસ્તાનમાં સુખશાંતિ.

૨૧. લૉર્ડ ડફરિન (૧૮૮૪-૮૮).—અંગ્રેજોએ બ્રહ્મદેશના રાજા થીબૉ સામે લડાઈ કરી એ દેશ પોતાના રાજ્ય સાથે સંયોજી દીધો, ૧૮૮૬. પ્હેલી નેશનાલ કોંગ્રેસ (પ્રજા સમાજ) મુંબઈમાં (૧૮૮૫); બીજી કલકત્તામાં (૧૮૮૬); અને ત્રીજી મદ્રાસમાં (૧૮૮૭). મીઠા ઉપર કર વધારવામાં આવ્યો અને લોકો ઉપર અપ્રિય ઇનકમ ટેક્સ નવાજ રૂપમાં પાછો મૂકવામાં આવ્યો. અફઘાનીસ્તાનની સરહદની તકરારનો છેવટે નિકાલ થયો.

૨૨. લૉર્ડ લેન્સડાઉન (૧૮૮૮ થી).—એણે સને ૧૮૮૮ ના ડીસેમ્બરમાં રાજ્યની લગામ પોતાને હાથ લીધી. ચોથી નેશનાલ કોંગ્રેસ અલાહબાદમાં મળી (૧૮૮૮); સુરતમાં ભયંકર આગ, ૧૮૮૯. પાંચમી નેશનાલ કોંગ્રેસ મુંબઈમાં (૧૮૮૯) અને છઠ્ઠી કલકત્તામાં (૧૮૯૦) મળી. રૂશિઆના રાજાના પાટવીકુંવરની હિંદુસ્તાનની મુલાકાત, ૧૮૯૧.

---

# मुख्य विग्रहोनुं टुंक वृत्तांत.

કર્ણાટકમાં વિગ્રહો.—પહેલો (૧૭૪૬-૪૮).—સને ૧૭૪૦ માં ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચે વિગ્રહ સળગ્યો તેની અસર તુરત હિંદુસ્તાનમાં થઈ. ફ્રેન્ચોના ગવર્નર લાબોર્ડોનેઈએ મદ્રાસને ઘેરો ઘાલી લઈ લીધું, ૧૭૪૬. એટલામાં અંગ્રેજોની મદદે એક મ્હોટો દરીઆઈ કાફલો આવી પહોંચ્યો અને તેઓએ ફ્રેન્ચોને મદ્રાસમાંથી કહાડી મૂકયા એટલુંજ નહિ, પણ તેઓને પોંડીચરીમાં ઘેરી લીધા. એટલામાં સલાહ થઈ, ૧૭૪૮.

બીજો (૧૭૪૮-૫૪).—સને ૧૭૪૮ માં નિઝામ-ઉલ-મુલ્ક મરણ પામ્યો. તેની ગાદીને માટે મુજફ્ફરજંગ અને નાસિરજંગ વચ્ચે વાંધો ઉઠયો. મુજફ્ફરજંગ પોતાના કાકા નાસિરજંગને વધારે બળવાન જોઈ મરેઠાની મદદ માગવાને સતારે ગયો; ત્યાં તેને દોસ્તઅલીનો જમાઈ ચંદા સાહેબ જે કર્ણાટકની ગાદીનો હક ધરાવતો હતો તેની સાથે દોસ્તી

થઈ. એ મુજફ્ફર અને ચંદા સાહેબ સાથે ફ્રેન્ચ મળી ગયા. તેઓએ મળી અન્વરૂદ્દીન અને તેના મોટા છોકરાને અંબૂર આગળ હરાવ્યા અને કાપી નાખ્યા, ૧૭૫૦. આ લડાઈમાં ફ્રેન્ચ સરદાર બૂસી હતો. આથી મુજફ્ફરજંગ થોડીવાર દક્ષિણનો સૂબો થયો અને ચંદા સાહેબ કર્ણાટકનો નવાબ થયો. પણ આ ફત્તેહ ઝાઝી વાર ટકી નહિ. અન્વરૂદ્દીનનો નાનો છોકરો મહમ્મદઅલી નાસીરજંગ સાથે મળી ગયો અને અંગ્રેજની મદદ માગી. આથી બે પક્ષ બંધાયા—એક તરફ મુજફ્ફરજંગ, ચંદા સાહેબ અને ફ્રેંચ, અને બીજી તરફ નાસીરજંગ, મહમ્મદઅલી, અને અંગ્રેજ. લડાઈ ચાલી તેમાં એક બીજાની અવાર નવાર ફત્તેહ થવા લાગી, પણ તેમાં નાસીરજંગ અને મુજફ્ફરજંગ માર્યા ગયા. આખરે ફ્રેંચે નિજામના નાના છોકરા સલાબતજંગને સૂબેદાર બનાવ્યો અને ચંદા સાહેબ કર્ણાટકનો નવાબ બન્યો. હવે ચંદા સાહેબે ત્રિચિનોપલિ કે જેમાં મહમ્મદઅલી ભરાઈ બેઠો હતો તેને ઘેરો ઘાલ્યો. મહમ્મદઅલીની મદદે ક્લાઈવ આવ્યો. એણે આર્કટને ઘેરી પોતાને કબજે લીધું. આ જોઈ ચંદા સાહેબનો છોકરો રાજા સાહેબ ક્લાઈવની સામો ગયો, પણ ફાવ્યો નહિ. એ અને એના મળતિયા ફ્રેંચ સને ૧૭૫૧ માં આર્ની આગળ અને સને ૧૭૫૨ માં કોવેરીપાક આગળ હારી ગયા. ત્રિચિનોપલીના ઘેરામાં ચંદા સાહેબ માર્યો ગયો. હવે નવા ફ્રેંચ ગવર્નરે મહમ્મદઅલીને કર્ણાટકનો નવાબ કબૂલ કીધો. આથી લડાઈનો અંત આવ્યો, ૧૭૫૪.

ત્રીજો (૧૭૫૭-૬૧)— સને ૧૭૫૭ માં યૂરોપમાં અંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે લડાઈ જાગી તેની અસર હિંદુસ્તાનમાં થઈ. ફ્રેંચે લાલીને મોકલ્યો. તેણે બીજે વરસે મદ્રાસને ઘેરો ઘાલ્યો (૧૭૫૮), પણ તેને પોંડીચરી જવું પડ્યું. લાલીએ પોતાની મદદે બૂસીને બોલાવ્યો અને વાંડીવાશને ઘેરો ઘાલ્યો. લાગલાજ અંગ્રેજનો સરદાર કૂટ ત્યાં ગયો અને ફ્રેંચોને તદન હરાવ્યા. બૂસી કેદ પકડાયો, ૧૭૬૦. થોડા વખતમાં કૂટે ફ્રેંચનાં તમામ શહેરો લઈ લીધાં. સને ૧૭૬૧ માં પોંડીચરી પણ લીધું ( સને

૧૭૬૩ માં પાછું આપ્યું) અને લાલીને કેદ કરી મદ્રાસ મોકલાવી દીધો. આ હારથી હિંદમાં ફ્રેંચ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનીનો અંત આવ્યો, ૧૭૬૯.

**બંગાળામાં વિગ્રહો.—પહેલો (૧૭૫૬-૫૭).**—સને ૧૭૫૬ માં સુરાજા-ઉદ્-દૌલા બંગાળાનો નવાબ હતો. તે અંગ્રેજનો કટ્ટો દુશ્મન હતો. એણે ઢાકાના ગવર્નર **રાજવલ્લભને** લૂટી લેવાનું કીધું, તેથી તેનો છોકરો **કૃષ્ણદાસ** પુષ્કળ દોલત લઈ ફોર્ટ ઉવિલ્યમમાં ભરાયો. સુરાજા-ઉદ્-દૌલાએ અંગ્રેજને લખ્યું કે તે સખસને અમને સ્વાધીન કરો અને કલકત્તાનો નવો બાંધેલો કોટ તોડી પાડો. અંગ્રેજે આ વાત સેમ્બવી નહિ, તેથી સુરાજા-ઉદ્-દૌલાએ કાસમબજારમાં અંગ્રેજની કોઠી લૂટી અને ફોર્ટ ઉવિલ્યમને ઘેરો ઘાલ્યો અને તે લીધો. તેમાં ૧૪૬ અંગ્રેજો કેદ પકડાયા, તેમને એક નાની કોટડી ( બ્લાક હોલ )માં પૂરવામાં આવ્યા; તેમાંથી ૧૨૩ રૂંધાઈને મરણ પામ્યા. આ વાતની ખબર ક્લાઈવને પડતાંજ તે કર્ણાટકથી કલકત્તે આવ્યો. તેણે કલકત્તા પાછું લીધું. બંગાળાની હિંદુ રૈયત નવાબથી કંટાળી ગઈ હતી. તેથી તેના કીલીદાર **રાયદુર્લભે**, જગતશેઠ હિંદમાં સૌથી મોટો શાહુકાર હતો તેણે, અને તેના સરદાર **મીર જાફરે** મસલત રચી. તેઓ અંગ્રેજ સાથે મળી ગયા. **પ્લાસી** આગળ એક યુદ્ધ થયું તેમાં નવાબ હાર્યો અને નાઠો (૧૭૫૭). હવે મીર જાફર નવાબ થયો અને અંગ્રેજને પુષ્કળ દ્રવ્ય મળ્યું. આ ફત્તેહથી **હિંદમાં બ્રિટિશ રાજ્યનો પાયો નંખાયો.**

**બીજો (૧૭૫૮-૬૪).—પ્લાસીના યુદ્ધ પછી મીર જાફર** બંગાળાનો નવાબ થયો. એ વાત **બીજા શાહઆલમ** અને અયોધ્યાના નવાબ **શૂજા-ઉદ્-દૌલાને** ગમી નહિ. તેથી તેઓએ **પટનાને** ઘેરો ઘાલ્યો, પણ કર્નલ કાલિયડે તેઓને હરાવ્યા, ૧૭૬૦. હવે મીર જાફર પાસે ક્લાઈવ પુષ્કળ દ્રવ્ય કઢાવતો તે તેનાથી ખમાયું નહિ, તેથી તેણે **વલંદાઓની** મદદ માગી, પણ કર્નલ ફોર્ડે તેઓને **ચિન્સુરા** આગળ હરાવ્યા ૧૭૬૦. આ પછી ક્લાઈવ ઈંગ્લંડ ગયો અને **વાન્સીટાર્ટ**

ગવર્નર થયો. તેણે મીર જાફરને પદભ્રષ્ટ કરી તેના જમાઈ મીર કાસમને ગાદી આપી. તેના બદલામાં મીર કાસમે અંગ્રેજને બર્દવાન, મિદનાપુર અને ચિતાગોંગ આપ્યા. આ જોઈ શાહઆલમ અને શૂજા-ઉદ્-દૌલા મીર કાસમને પદભ્રષ્ટ કરવા પાછા ઉઠ્યા, પણ તેઓ પટના આગળ કર્નલ કાર્નાકથી હારી ગયા, ૧૭૬૧, તેથી તેઓએ મીર કાસમને નવાબ કબૂલ કીધો. આખરે સને ૧૭૬૩ માં અંગ્રેજ અને મીર કાસમ વચ્ચે કંઈ જકાત બાબત લડાઈ જાગી. મીર કાસમે પટનાના કિલ્લામાં ૧૪૮ અંગ્રેજને કતલ કીધા. તેથી ઘેરીઆ આગળ અંગ્રેજોએ મીર કાસમને હરાવ્યો. તે ઉપરથી મીર કાસમે શાહઆલમ અને શૂજા-ઉદ્-દૌલાની મદદ માગી. બક્સર આગળ યુદ્ધ થયું તેમાં અંગ્રેજનો સરદાર મન્રો જીત્યો, ૧૭૬૪, અને મીર જાફરને પાછી ગાદી મળી.

મ્હૈસૂર વિગ્રહો.–પ્હેલો (૧૭૬૬-૬૯).—હૈદરનું બળ નરમ પાડવાને મરેઠા, નિજામ અને અંગ્રેજોએ એકસંપ કીધો. માધવરાવ પેશ્વા કૃષ્ણા નદી ઓળંગી હૈદરના મુલકમાં લૂટફાટ કરવા ગયો, પણ હૈદરે તેને લાંચ આપી વિદાય કીધો. હૈદરે નિજામને પણ લાંચ આપી અંગ્રેજ સામે લડવાને પોતાની તરફ કરી લીધો. ચંગામ અને ત્રિનોમાલીનાં યુદ્ધો થયાં તેમાં કર્નલ સ્મિથે હૈદર અને નિજામને હરાવ્યા, ૧૭૬૭. આખરે મદ્રાસ આગળ કરાર થયા, ૧૭૬૯ (જૂઓ પાને ૧૧૧ મે).

બીજો (૧૭૮૦-૮૪).— મરેઠા સામો હૈદર ઉપર ચ્હડી આવ્યા ત્યારે એણે મદ્રાસના કરાર પ્રમાણે અંગ્રેજોની મદદ માગી, પણ તેઓએ એને આપી નહિ. વળી સને ૧૭૭૯ માં અંગ્રેજોએ એના રક્ષણ તળેનું માહી બંદર લીધું, તેથી એણે લડાઈ જાહેર કીધી. ગાયકવાડ સિવાય બધા મરેઠાઓ, હૈદર, અને નિજામે અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી ક્હાડી મૂકવાને એકસંપ કીધો. સને ૧૭૮૦ માં હૈદરે કર્ણાટક ઉપર ચ્હડાઈ કરી અને અંગ્રેજ સરદાર બેલીને પોલિલોર આગળ હરાવ્યો. પણ

સને ૧૭૮૧ માં એને સર આયર કૂટે પોર્ટોનોવો, પોલિલોર, અને શોલિંગઢ આગળ હરાવ્યો. સને ૧૭૮૨ માં હૈદરના છોકરા ટીપુએ કર્નલ બ્રાથવેઈટને કોલેરૂન નદીના કિનારા ઉપર હરાવ્યો. સને ૧૭૮૪ માં મંગલૂર આગળ કરાર થયા (જૂઓ પાને ૧૧૧ મે).

ત્રીજો (૧૭૯૦-૯૨).— સને ૧૭૮૯ માં ટીપુએ અંગ્રેજના મળતિયા ત્રાવાણકોરના રાજા ઉપર ચ્હડાઈ કીધી તેથી લડાઇ થઈ. સને ૧૭૯૧માં લોર્ડ કોર્નવાલિસે છેક મ્હૈસૂરમાં જઈ બંગલૂર લઈ લીધું, અને એરીકેરા આગળ ટીપુને હરાવ્યો. પછી એણે શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો, એટલે ટીપુએ ગભરાઈને સલાહ કીધી, ૧૭૯૨ (જૂઓ શ્રીરંગપટ્ટણના કરાર, પાને ૧૧૧ મે).

ચોથો (૧૭૯૯).— ટીપુએ અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી કહાડી મૂકવાને નિજામ, મરેઠા, અફઘાન સરદાર જમાનશાહ અને ફ્રેન્ચ સાથે એકસંપ કીધો, તેથી લડાઈ થઈ. જેનરલ સ્ટૂઅર્ટે ટીપુને સદાશીર આગળ અને જેનરલ હેરીસે માલાવેલી આગળ હરાવ્યો. પછી એ બે સરદારોએ શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલી તે લઈ લીધું. ટીપુ લડતાં મરણ પામ્યો તેથી એ વિગ્રહનો અંત આવ્યો.

મરેઠી વિગ્રહો.—પહેલો (૧૭૭૫-૮૨).— રાઘોબાને પેશ્વાઈ જોઈતી હતી, પણ પૂનાનું રાજ્યમંડળ વધારે જોર ઉપર હોવાથી એણે સુરત આવી અંગ્રેજ સાથે કરાર કીધા, ૧૭૭૫. (સુરતના કરાર, જૂઓ પાને ૧૧૨ મે). મુંબઈ સરકારે કર્નલ કીટીંગને રાઘોબાને પૂને તેડી જવાને લશ્કર આપી મોકલ્યો. એ સરદારે મરેઠાઓને આરાસ આગળ હરાવ્યા, ૧૭૭૫. સને ૧૭૭૬ માં નાના ફડનવિસ અને બીજાઓએ વોરન હેસ્ટિંગ્સ સાથે પુરંધર આગળ કરાર કીધા (જૂઓ પાને ૧૧૨ મે). પહેલ વહેલાં તો હેસ્ટિંગ્સે રાઘોબાને મદદ કરવા ના પાડી, પણ નાના ફડનવિસ ફ્રેન્ચોની સાથે કાવતરાં કરે છે એમ જાણી રાઘોબાનો પક્ષ લેવાને મુંબઈ સરકાર સાથે એકમત થયો, ૧૭૭૭. કર્નલ ગોડર્ડ સુરત આવી પહોંચ્યો, ૧૭૮૦. એ દરમ્યાનમાં ઈગર્ટને પોતાનું લશ્કર વાડગામ

આગળ ઘેરાઈ જવાથી મરેઠા સાથે કરાર કર્યા, પણ એ કરાર મુંબઈ તથા બંગાળા સરકારે મંજૂર કીધા નહિ. હવે નિઝામ, હૈદર, અને મરેઠાઓએ એકસંપ કીધો કે એમ જાણીને અંગ્રેજોને સાલબાઈ આગળ સલાહ કરવી પડી (જૂઓ પાને ૧૧૨ મે), ૧૭૮૨.

બીજો (૧૮૦૩).—બીજા બાજીરાવે વસઈ આગળ અંગ્રેજો સાથે કરાર કીધા તે વાત દોલતરાવ સિંધિયા અને રઘુજી ભોંસલેને ગમી નહિ, તેથી લડાઈ થઈ. જેનરલ વેલસ્લેએ સિંધિયાનો અહમદનગરનો કિલ્લો લીધો, અને અસાઈ આગળ સિંધિયા અને ભોંસલે એ બન્નેને હરાવ્યા. જેનરલ લેઈકે સિંધિયાને દિલ્હી, આગ્રા અને લાસ્વારી આગળ હરાવ્યો. જેનરલ વેલસ્લીએ સિંધિયા અને રઘુજી ભોંસલેને પાછા આર્ગામ આગળ હરાવ્યા. રઘુજી ભોંસલેએ અંગ્રેજો સાથે દેવગામ આગળ અને દોલતરાવ સિંધિયાએ સર્જી અંજેગામ આગળ કરાર કીધા (જૂઓ પાને ૧૧૩ મે).

ત્રીજો (૧૮૦૪-૫).—જસવંતરાવ હોલ્કર ઘણો જબરો થઈ પડયો હતો. તે અજમેરમાં લુટફાટ કરવા લાગ્યો અને અંગ્રેજોના રક્ષણ નીચેના રજપૂતોને ધાસ્તી આપી. તેથી લડાઈ થઈ. કર્નલ મોન્સન અને જેનરલ ફ્રેઝરે હોલ્કરને ડીગ આગળ અને જેનરલ લેઈકે ફરક્કાબાદ આગળ હરાવ્યો, ૧૮૦૪. લેઈકે ડીગને ઘેરો ઘાલી લઈ લીધું. પછી એણે ભરતપુરને ઘેરો ઘાલ્યો, પણ એમાં તે ફાવ્યો નહિ. હોલ્કરે આખરે ૧૮૦૫ માં સલાહ કીધી.

ચોથો (૧૮૧૭-૧૮).—ગાયકવાડનો કારભારી ગંગાધર શાસ્ત્રી અંગ્રેજોની બાંહેધરીથી પેશ્વાનું જે લહેણું નીકળતું હતું તેનો નિકાલ કરવાને પૂને આવ્યો. એને બાજીરાવની સમ્મતિથી ત્રિંબકજી ડેંગલેએ મારી નાખ્યો, ૧૮૧૫. ત્રિંબકજીને પકડી થાણાના કિલ્લામાં કેદ કીધો, પણ ત્યાંથી એ સટકી ગયો અને લશ્કર ભેગું કરવા લાગ્યો. એને પેશ્વા પૈસાની છાની છાની મદદ કરતો હતો. પેશ્વાએ રેસિડન્ટના બંગલા ઉપર હુમલો કીધો, તેથી લડાઈ થઈ. એલ્ફીન્સ્ટને બાજીરાવને ખડકી

આગળ (૧૮૧૭) અને સ્ટોન્ટને કોરગામ આગળ (૧૮૧૮) હરાવ્યો. સતારા અંગ્રેજોએ લઈ લીધું, અને પેશવાઈનો અંત આવ્યો. સને ૧૮૧૮ માં બાજીરાવનો પ્રધાન બાપુ ગોખલે આષ્ઠી આગળ હારી ગયો. પછી બાજીરાવને ૮ લાખ રૂપીઆનું વાર્ષિક પેન્શન બાંધી આપ્યું.

નેપાળ અથવા ગુર્ખાં વિગ્રહ (૧૮૧૫-૧૬).—નેપાળના રાજાએ અંગ્રેજના રક્ષણ તળેના ભૂટવાલના જમીદારને કેદ કરી તેનો મુલક લઈ લીધો અને અંગ્રેજના ૧૮ પોલિસ સિપાઈઓને મારી નાખ્યા. કર્નલ ગિલેસ્પી કલંગનો કિલ્લો લેતાં મરણ પામ્યો. સને ૧૮૧૫માં અંગ્રેજોએ મલૂન લઈ લીધું. સને ૧૮૧૬માં ઓક્ટરલોનીએ ગુરખા સરદાર અમીરસિંગને આલ્મોરા અને મકવાનપુર આગળ હરાવ્યો. પછી સલાહ થઈ.

નાગપુર વિગ્રહ (૧૮૧૭).—નાગપુરમાં આપા સાહેબે રેસિડન્ટના બંગલા ઉપર હુમલો કીધો, પણ સીતાબાલ્દી આગળ હાર્યો. એ તાબે થયો, પણ એના લશ્કરે એનો હુકમ માન્યો નહિ. તે નાગપુર આગળ હારી ગયું. આપા સાહેબને પાછી ગાદી આપી, પણ તે પાછાં કાવતરાં કરવા લાગ્યો. એને પકડયો, પણ રસ્તેથી સટકી ગયો. તે રખડી રઝળીને આખરે જોધપુરમાં મરણ પામ્યો.

પીંઢારા વિગ્રહ (૧૮૧૭-૧૮).—પીંઢારા એ મરેઠાઓના ભાડુતી સિપાઈઓ હતા. તેઓ લોકો ઉપર ઘણો જુલમ કરી લુટફાટ કરવા લાગ્યા. તેઓના ત્રણ સરદારો હતા—ચીતુ, કરીમખાં અને વસીલ મહુમ્મદ. અંગ્રેજોએ આ લુટારાઓને તાબે કરવાનો નિશ્ચય કીધો. કરીમખાં તાબે થયો, પણ ચીતુએ હોલ્કરના લશ્કરમાં આશ્રો લીધો. અંગ્રેજ સરદાર હિસ્લોપ અને માલ્કમે ચીતુ અને હોલ્કરને માહિદપુર આગળ હરાવ્યા, ૧૮૧૭. સને ૧૮૧૮ માં મંદેશ્વર આગળ કરાર થયા (જુઓ પાને ૧૧૩ મે). ચીતુ આમ તેમ નાઠો અને આખરે એને વાઘે ફાડી ખાધો. વસીલ મહુમ્મદ ઝેર ખાઈ મુઓ. આ પ્રમાણે આ લુટારાઓ નરમ પડયા.

**બ્રહ્મી વિગ્રહો.—પહેલો (૧૮૨૩-૨૬).**—સને ૧૮૧૮ માં બ્રહ્મી લોકોના રાજાએ અંગ્રેજો કને ચિતાગોંગ, મૂર્શીદાબાદ અને ઢાકા માગ્યાં એવું કહીને કે એ આરાકાનના અસલના રાજ્યને તાબે હતાં. આ માગણીનો અંગ્રેજોએ તિરસ્કાર કીધો. સને ૧૮૨૩ માં અંગ્રેજના તેર સિપાઈઓ શાહપુરી બેટમાં આવી રહ્યા. તેઓને બ્રહ્મીઓએ કહાડી મૂક્યા અને કાચર પર લ્હડાઈ કરી. સર આર્ચિબોલ્ડ કેમ્બેલે રંગૂન લીધું. બ્રહ્મીઓનો સરદાર મહા બંદુલા દોનાબ્યુ લેતાં મરણ પામ્યો, ૧૮૨૫. સને ૧૮૨૬ માં કેમ્બેલે બ્રહ્મીઓને પગામ આગળ હરાવ્યા. આખરે યેન્દાબુ આગળ કરાર થયા (જૂઓ પાને ૧૧૩ મે).

**બીજો (૧૮૫૨-૫૩).**—આવાનો રાજા અને તેના અમલદારો અંગ્રેજ રૈયત ઉપર જૂલમ ગુજારતા હતા; તેથી લડાઈ થઈ. લાંબર્ટ અને ગોડવિને બ્રહ્મીઓને હરાવી તાબે કીધા અને રંગૂન, માર્ટાબાન, બસીન અને પ્રોમ એ શેહેરો લીધાં. પેગુ પ્રાંત અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધો, ૧૮૫૨. સને ૧૮૫૩ માં એ વિગ્રહનો અંત આવ્યો.

**પહેલો અફઘાન વિગ્રહ (૧૮૩૯-૪૨).**—અફઘાન લોકોના રાજા શાહ શુજાને રૂશ્યાના મળતિયા દોસ્ત મહમ્મદે ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો. અંગ્રેજોએ રૂશ્યાની સત્તાનો અટકાવ કરવાને શાહ શુજાને ગાદી પાછી અપાવવાને નિશ્ચય કીધો. કીન અને મેકનાટન સરદારોને લશ્કર આપી મોકલ્યા. તેઓએ કંદહાર, ગીઝની અને કાબૂલ લઈ લીધાં. દોસ્ત મહમ્મદ પર્વાન આગળ હારી ન્હાસી ગયો (૧૮૩૯) અને શાહ શુજાને ગાદીએ બેસાડ્યો. દોસ્ત મહમ્મદ અંગ્રેજને શરણ થયો, પણ એના છોકરા અકબરખાંએ શરણ ન થતાં મેકનાટનને ગોળીથી ઠાર કર્યો. પછી અંગ્રેજો અફઘાનીસ્તાનમાંથી તદન નીકળી આવવા લાગ્યા, પણ અફઘાનોએ તેઓ ઉપર બંદૂકનો મારો ચલાવી મારી નાખ્યા. આ વખતે કમનસીબ શાહ શુજાને મારી નાખ્યો. જેનરલ પોલોક બહુ મૂશ્કેલીથી કાબૂલ જઈ પહોંચ્યો. અંગ્રેજોએ દોસ્ત મહમ્મદને કેદ પકડ્યો હતો તેને છૂટો કરી પાછી ગાદી આપી, ૧૮૪૨. પછી બધું લશ્કર હિંદુસ્તાન પાછું આવ્યું.

ચીનાઈ વિગ્રહ (૧૮૪૦-૪૨).— અંગ્રેજ વ્હેપારીઓ ચીનમાં અફીણ દાણ આપ્યા વિના છાનામાના લઈ જતા હતા. આનો અટકાવ કરવાને ચીનની સરકાર ગ્રેટબ્રિટનનાં વહાણો અને રૈયતો ઉપર જૂલમ ગુજારતી હતી. તેથી અંગ્રેજે સર હ્યુ ગફને મોકલ્યો. એણે કેટલીક લડાઈઓ કરી ચીનાઈ સરકાર સાથે કરાર કીધા, ૧૮૪૨ (જૂઓ નાનકીનના કરાર, પાને ૧૧૪ મે).

સિંધ વિગ્રહ (૧૮૪૨-૪૩).—સિંધમાં અંગ્રેજોનો રેસિડન્ટ ઓટ્રામ હતો. તેણે અમીરોની ચાલ વિષે લોર્ડ એલેનબરોને ખબર કીધી. તેથી અમીરોએ તેના બંગલા ઉપર હુમલો કીધો. સાર ચાર્લ્સ નેપીઅરે અમીરોને મીઆની અને હૈદરાબાદ આગળ હરાવ્યા. સિંધને અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધું (૧૮૪૩).

ગ્વાલિયર વિગ્રહ (૧૮૪૩).—રાજા સગીર ઉમ્મરનો હતો તેથી રાજ્યરક્ષક કોણ થાય તેને માટે તકરારો ઉઠી. લોર્ડ એલેનબરોએ જાણ્યું કે આથી શહેરમાં લડાઈ જાગશે તેથી તે વચ્ચે પડ્યો. સાર હ્યુ ગફે મહારાજપુર આગળ અને જેનરલ ગ્રેએ પનીઆર આગળ મરેઠાઓને હરાવ્યા. પછી રાજાને અંગ્રેજના રક્ષણ તળે મૂકવામાં આવ્યો.

પંજાબ વિગ્રહ— પહેલો (૧૮૪૫-૪૬).— સીખ લોકો સતલજ નદી ઓળંગી આવ્યા અને ફિરોજપુરમાં અંગ્રેજનું લશ્કર હતું તેને ધાસ્તી પમાડી, તેથી એ વિગ્રહ થયો. લોર્ડ ગફે સીખ સરદાર લાલસિંગના લશ્કરને મુડકી આગળ હરાવ્યું, ૧૮૪૫. એજ વર્ષમાં લોર્ડ ગફ અને લોર્ડ હાર્ડિંગે લાલસિંગને ફિરોજશાહ આગળ હરાવ્યો. વળી હેરિ સ્મિથે સીખ સરદાર ગુલાબસિંગને આલિવાલ આગળ હરાવ્યો, ૧૮૪૬. એજ વર્ષમાં લોર્ડ હાર્ડિંગે સીખ સરદાર તેજસિંગ અને શ્યામસિંગને હરાવ્યા. આખરે લાહોર આગળ કરાર થયા (જૂઓ પાને ૧૧૪ મે).

બીજો (૧૮૪૮-૪૯).— મુલતાનમાં લાલા મૂળરાજે બંડ મચાવ્યું અને મિ॰ વાન્સ આગ્ન્યુ અને એન્ડર્સનને મારી નાખ્યા. વળી લાહોરમાં

બધા અંગ્રેજ અમલદારોને મારી નાખવાને એક કાવતરૂં થયું, તેથી એ વિગ્રહ થયો. **કિન્નેરી** અને **સદુસામ** આગળ એડવર્ડ્સે લાલા મુળરાજને હરાવ્યો, ૧૮૪૮. રામનગર (૧૮૪૮) અને ચિલિયનવાલા (૧૮૪૯) આગળ લૉર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ ચતુરસિંગ વગેરેને હંફાવ્યા, અને ગુજરાત (૧૮૪૯) આગળ તેમને તદન હરાવી દીધા. પંજાબ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધું, ૧૮૪૯.

---

# मुख्य तहनामां अथवा करारो.

## बंगाळाना बीजा विग्रहमां.

**અલાહાબાદના કરાર, ૧૭૬૫.**—(ક્લાઈવ અને શાહઆલમ ૨ જાની વચ્ચે)—આથી શાહઆલમ ૨ જાએ અંગ્રેજોને બંગાળા, બહાર, અને ઓરિસ્સાની દીવાની આપી અને તેઓએ એને દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવાનું કબૂલ કીધું.

---

## म्हेसूर विग्रहोमां.

**મદ્રાસના કરાર, ૧૭૬૯.**—(હૈદર અને અંગ્રેજ વચ્ચે). આથી દરેક પક્ષે એવું કબૂલ કીધું કે લડાઈના દરમ્યાનમાં જેણે એકબીજાના જે જે મુલક લીધા હોય તે દરેકે પાછા આપી દેવા અને એમાંથી કોઈની ઉપર કોઈ ચહડી આવે તો તેવી વખતે એકે બીજાને મદદ આપવી.

**મંગલુરના કરાર, ૧૭૮૪.**—(અંગ્રેજ અને ટીપુ વચ્ચે.) આ ઉપરથી અંગ્રેજના કેદીઓ જીવતા રહ્યા હતા તે બધાને છોડી મૂક્યા અને દરેક પક્ષે જે જે મુલકો જીતી લીધા હતા તે એકબીજાને પાછા આપ્યા.

**શ્રીરંગપટ્ટણના કરાર, ૧૭૯૨.**—(ટીપુ અને અંગ્રેજ વચ્ચે). આથી ટીપુએ અંગ્રેજને પોતાનું અડધું રાજપાટ અને ત્રણ કરોડ રૂપીઆ આપવા કબૂલ કીધા; તે ઉપરાંત ત્રીસ લાખ મરેઠાઓને; તે રૂપીઆ ભરાય ત્યાંસુધી પોતાના બે છોકરાને સાનમાં મૂકવા; કુર્ગ તેના રાજાને પાછું આપી દીધું.

## मरेठा विग्रहोमां.

**સુરતના કરાર, ૧૭૭૫.**— ( રાઘોબા અને મુંબઈ સરકાર વચ્ચે ). આ કરારથી રાઘોબાએ અંગ્રેજોને સાષ્ટી અને મુંબઈ પાસેના નાના બેટો અને વસઈ વગેરે આપવાને વચન આપ્યું, એવી શરતે કે તમારે મને પેશ્વાઈ પાછી અપાવવામાં મદદ કરવી.

**પુરંધરના કરાર, ૧૭૭૬.**—( એક તરફ સખારામ બાપુ, નાના ફડનવિસ વગેરે અને બીજી તરફ બંગાળા સરકાર)-આથી એવું ઠર્યું કે સુરતના કરાર ગેરવાજબી ગણવા અને રાઘોબાનો પક્ષ છોડી દેવો, પણ સાષ્ટી બેટ અંગ્રેજોએ રહેવા દેવો.

**વાર્ગામના કાચા કરાર, ૧૭૭૯**—(એક તરફ અંગ્રેજ સરદાર ઇગર્ટન અને રાઘોબા અને બીજી તરફ નાના ફડનવિસ અને મ્હાદાજી સિંધિયા)— આથી (૧) અંગ્રેજ અને મરેઠા સને ૧૭૭૩માં જે સ્થિતિમાં હતા તે સ્થિતિમાં રહે; (૨) ભરૂચ સિંધિયાને આપી દેવું અને તેની સાથે તેના તાબાના માણસોને ૪૧૦૦૦ રૂપીઆ ઇનામ દાખલ આપવા; (૩) એ શરતો પળાય ત્યાંસુધી ફાર્મર અને સ્ટૂઅર્ટ એ બે સરદારોને ઓલમાં આપવા. એ કરાર મુંબઈના ગવર્નર મિ૰ હોર્નબીએ તેમજ મિ૰ હેસ્ટિંગ્સે નામંજૂર કીધા અને ઇગર્ટન વગેરે સરદારોને નોકરીથી બરતરફ કીધા.

**સાલબાઈના કરાર, ૧૭૮૨**—(નાના ફડનવિસ અને હેસ્ટિંગ્સ વચ્ચે).— આથી (૧) બાળક માધવરાવ નારાયણને પેશ્વા કબૂલ કરવો; (૨) રાઘોબાને દરમાસે રૂપીઆ ૨૫૦૦૦ આપવા અને તેની મરજીમાં આવે ત્યાં રહે; (૩) પુરંધરના કરાર પહેલાં જે મુલક જેના તાબામાં હોય તે તેમ રહે; (૪) અંગ્રેજ અને ફિરંગીઓ સિવાય બીજા સઘળા યૂરોપી લોકોને મરેઠી રાજ્યમાં દાખલ થવા દેવા નહિ; (૫) હૈદરે (જ્યારે આ કરાર થતા હતા ત્યારે મરણ પામ્યો) અંગ્રેજોના અને કર્ણાટકમાં આર્કટના નવાબના જે જે પ્રાંતો મેળવ્યા હોય તે બધા ઉપરથી હાથ ઉઠાવવાની તેને જરૂર પાડવી; (૬) વાર્ગામના કરાર પછી સિંધિયા અંગ્રેજ લોકો સાથે સારી રીતે વર્ત્યો હતો તેથી તેને ભરૂચ આપી દીધું.

**વસઈના કરાર, ૧૮૦૨**—(બાજીરાવ ૨ જો અને અંગ્રેજ વચ્ચે).—આથી પેશ્વાએ એવી શરતો કબૂલ રાખી કે (૧) મારે મારા રાજ્યમાં મદદને માટે અંગ્રેજનું લશ્કર રાખવું અને તેના ખરચને સારૂ દર વરસે ૨૬ લાખ રૂપીઆ આપવા; (૨) મારા રાજ્યમાં અંગ્રેજની દુશ્મન એવી કોઈ પણ યૂરોપી પ્રજાને દાખલ કરવી નહિ; (૩) સુરત ઉપરના મારા બધા હક્કો ઉપરથી મારે હાથ ઉઠાવવો અને નિજામ અને ગાયકવાડ સાથે મારે કંઈ વાંધો પડે તો તેનો ચૂકાદો અંગ્રેજો આપે; (૪) ઈંગ્લંડના નિષ્કપટ મિત્ર રહેવું. અંગ્રેજ લોકોએ એનું અને એના રાજ્યનું પૂર્ણ રક્ષણ કરવાને જામીનગિરી આપી.

**દેવગામના કરાર, ૧૮૦૩**—(રઘુજી ભોંસલે અને અંગ્રેજો વચ્ચે). આથી રઘુજી ભોંસલેએ અંગ્રેજોને (૧) કટક અને બાલાસોર આપ્યાં; (૨) વર્ધા નદીની પશ્ચિમના સઘળા પ્રાંત ઉપરથી પોતાનો હાથ ઉઠાવ્યો; (૩) પોતાની, નિજામની અને પેશ્વાની વચ્ચે જે વાંધા ઉઠે તે અંગ્રેજ પતાવે એવી કબૂલાત આપી; અને (૪) પોતાની નોકરીમાં અંગ્રેજના જે પરદેશીઓ શત્રુ હોય તેમને દાખલ નહિ કરવા એવું વચન આપ્યું.

**સર્જી અંજેગામના કરાર, ૧૮૦૩**—(દોલતરાવ સિંધિયા અને અંગ્રેજો વચ્ચે).—આથી સિંધિયાએ અંગ્રેજોને (૧) જમના અને ગંગા નદી વચ્ચેનો સઘળો પ્રદેશ; (૨) જેપુર, જોધપુર, અને ગોહદનો સઘળો ઉત્તર ભાગ; (૩) અહમદનગર અને ભરૂચના કિલ્લા અને તેને લગતા જીલ્લા; અને(૪)અજંતઘાટ અને ગોદાવરી વચ્ચેનો બધો પ્રદેશ આપી દીધો.

**મંદેસ્વરના કરાર, ૧૮૧૮.**—(મલ્હારરાવ હોલ્કર અને અંગ્રેજો વચ્ચે).—આથી મલ્હારરાવ હોલ્કરે રજપૂતો ઉપર એની જે સત્તા હતી તે ઉપરથી હાથ ઉઠાવ્યો અને પોતે અંગ્રેજોનાજ રક્ષણ તળે રહ્યો.

## બ્રહ્મી વિગ્રહમાં.

**યેન્દાબુના કરાર, ૧૮૨૬.**—(બ્રહ્મદેશનો રાજા અને અંગ્રેજો વચ્ચે)—આથી આવાના રાજાએ કબૂલ કર્યું કે આસામ, કાચર અને જીન્ત્યા ઉપરના મારા હક્કો ઉપરથી મારે હાથ ઉઠાવવો; આરાકાન અને બીજાકેટલાક પ્રાંતો આપી દેવા; અને લડાઈના ખરચને પેટે એક.કરોડ રૂપીઆ આપવા.

### चीनई विग्रहमां.

નાનકીનના કરાર, ૧૮૪૨—(ચીનની સરકાર અને અંગ્રેજો વચ્ચે).—એ કરારથી અંગ્રેજોને હોંગકોંગ ભેટ આપી દેવામાં આવ્યો અને ચીનના કિનારા ઉપરનાં ચાર બંદરો—એમોય, ફુચ્ચુ, નિંગપો અને શેંધાયમાં અંગ્રેજોનાં વ્હાણોને આવવા દેવાની રજા મળી.

### पंजाब विग्रहमां.

લાહોરના કરાર (૧૮૪૬).—(સીખ અને અંગ્રેજો વચ્ચે)—આ કરારથી ધુલીપસિંગને પંજાબનો રાજા કબૂલ કીધો; બીઆસ અને સતલજ નદીની વચ્ચેના દોઆબને અંગ્રેજ મુલક સાથે જોડી દીધો; અને આ વિના કારણના કરેલા વિગ્રહ માટે સીખ લોકોએ ખરચ આપ્યો.

---

## राज्यद्वारी फेरफारो वगेरे.

### टोडरमलनो म्हेसुलनी पद्धति.

ખેડાણ કે વગર ખેડાણ તમામ જમીનની માપણી કરવામાં આવી અને તેના કસ પ્રમાણે તેના ત્રણ વર્ગ બાંધ્યા. જે જમીનના કકડાની વાર્ષિક ઉપજ રૂ. ૨૫,૦૦૦ હોય તેને એક અમલદારના કબજામાં સોંપતા અને તે "કોરી" ને નામે ઓળખાતો. સઘળા આપખુદી ભરેલા કર કહાડી નાખ્યા; અને ઉપજનો એક તૃતિયાંશ ખેડુતે ભરવો એવું નક્કી કરી આપ્યું. આ મુજબ કરવાનો હેતુ એ હતો કે વગર ખેડાણ જમીનને ખેડાતી કરવી. જો મ્હેસુલનો ઉઘરાવનાર કંઈ જૂલમ ગુજારે તો દરેક જમીદારને તેના ઉપર અપીલ કરવાનો હક હતો.

### जजीआवेरो.

એ માથાદીઠ કર દક્ષિણ હિંદુસ્તાનમાં મુસલમાન બાદશાહો જે કોઇ મુસલમાની ધર્મ પાળતો ન હોય તેના ઉપર લાગુ પાડતા. એ કર અકબરે રાજ્યમાં સંપને માટે કહાડી નાખ્યો હતો, પણ ઔરંગજેબે પાછો દાખલ કીધો. આથી હિંદુ અને મુસલમાનોમાં કુસંપ વધ્યો. આથી મુગલ રાજ્યનો પાયો ખસ્યો.

## आईन–ई–अकबरी.

એ અકબરના કાયદા અને ધારાઓનું પુસ્તક હતું. તેનો લખનાર અકબરનો મ્હેસુલ ખાતાનો પ્રધાન અબુલફઝલ હતો. એ પુસ્તકમાં મુગલ રાજ્યની જમીનની તમામ નોંધ હતી, અને તેમાં અકબરની કોર્ટ અને તેની નિરંતરની વર્તણુકનું ભપકાદાર વર્ણન આપેલું હતું. એમાં તમામ જાગીરો તથા ગેરવાજબી કર કહાડી નાખવાની, કેદીઓને ગુલામ બનાવી દેવાનું બંધ કરવાની, તથા સતીનો ચાલ બંધ કરવાની હકીકત હતી.

## चोथ अने सर्देशमुखी.

ચોથ એટલે મ્હેસુલનો ચતુર્થાંશ અને સર્દેશમુખી એટલે મ્હેસુલનો દશાંશ. આ ખંડણી શિવાજીએ પોતાના જીતેલા મુલકો ઉપર લગાડી હતી.

**डबल गवर्नमेन्ट.** (બેવડી સત્તાનું રાજ્ય.)

બંગાળા, બહાર અને ઓરિસ્સા પ્રાંતો શાહઆલમે ૨૬ લાખનું વાર્ષિક પેન્શન લઈ ક્લાઈવને સને ૧૭૬૫ માં આપ્યા હતા. ક્લાઈવના ગયા બાદ રાજવહિવટમાં અંધેર ચાલવા લાગ્યું. ન્યાય કરવાનું અને સરકારી મ્હેસુલ વસુલ કરવાનું કામ નવાબ તરફથી દેશી ગવર્નરોને હસ્તક હતું, અને નવાબ રાજ્યની કંઈપણ દરકાર કર્યા વગર મુર્શીદાબાદમાં મોજમઝા મારતો હતો; અને તેના કારભારીઓ લોકો ઉપર અતિશય જુલમ ગુજારતા હતા. અંગ્રેજોના હાથમાં લશ્કરી સત્તા હતી અને જ્યાંસુધી અંગ્રેજને મનમાનતો પૈસો મળતો ત્યાંસુધી તેઓ નવાબના અંધેરમાં વચ્ચે પડતા નહિ. આથી લોકોમાં ત્રાસ વર્તી રહ્યો, કારભારીઓ પૈસા ઉચાપત કરે અને તિજોરી ખાલીખપ દીસવા લાગી. સને ૧૭૭૧ માં અંધેરની સીમા રહી નહિ. બંગાળામાં દુકાળ અને મરકી ચાલ્યાં. લોકો ભુખે મરવા લાગ્યા અને અમલદારોના કબજામાં અનાજ છતાં તેઓએ ભાવ ઘણા આકરા કરી દીધા. આ

સમાચાર ઈંગ્લંડ પહોંચતાંવારને ડિરેક્ટરો ગુસ્સે થયા અને રાજવહિવટ સુધારવાનો ઠરાવ કીધો. એ કામને વાસ્તે તેઓએ એવો ઠરાવ કીધો કે **વોરન હેસ્ટિંગ્સે બેવડી સત્તા** કહાડી નાખી કુલ સત્તા પોતાને હસ્તક લેવી. એ ઉપરથી હેસ્ટિંગ્સે પહેલું કામ જમીનની મ્હેસુલ બાબતનું હાથમાં લીધું. અંગ્રેજી અમલદારો હસ્તક મ્હેસુલનાં નાણાં ઉઘરાવવા માંડયા. બે અપીલ કોર્ટો સ્થાપી—**સદર દીવાની અદાલત** અને **સદર નીઝામતી** અદાલત (ફોજદારી). દીવાની મુકદ્દમામાં ન્યાયાધીશોને એક ચતુર્થાંશ મળતો તે રિવાજ કહાડી નાખ્યો. નવાબનું લવાજમ કમી કરી નાખ્યું. છ માસમાં હેસ્ટિંગ્સે કાયદા ઘડી કહાડયા, કેટલાક જૂલમી કરો કહાડી નાખ્યા, અને જકાત કમી કરી એક સરખી કરી નાખી. આવી તરેહના સુધારાથી હેસ્ટિંગ્સની કીર્ત્તિ ઘણી વધી.

## रेग्युलेटिंग आक्ट, १७७४.

(૧) હિંદુસ્તાનના બીજા ઈલાકાને બંગાળા ઈલાકાના તાબામાં ગણવા.

(૨) એ ઈલાકાના ઉપરીને ગવર્નર-જેનરલ એવું નામ આપવું.

(૩) તેને ચાર કોન્સિલરો મદદ કરે.

(૪) એક મુખ્ય ન્યાયાધીશ અને બીજા ત્રણ ન્યાયાધીશોની એક વરિષ્ઠ કોર્ટ કલકત્તામાં સ્થાપવી અને તેઓના ઉપર ગવર્નર-જેનરલની કશી સત્તા રહે નહિ.

## फोक्सनो कायदो, १७८३.

(૧) બ્રિટિશ હિંદુસ્તાનનું રાજ્ય ખુદ ઇંગ્લંડના રાજ્યકર્ત્તાને સોંપી દેવું.

(૨) પાર્લ્યમેન્ટે નીમેલા સાત કમિશનરોએ રાજ્યનું કામ ચલાવવું તથા નવ મદદનીશ ડિરેક્ટરોએ વ્હેપારનું કામ ચલાવવું. (આ કાયદો નામંજૂર કરવામાં આવ્યો.)

## पिटनो कायदो, १७८४.

(૧) ઈંગ્લંડના રાજાનો નીમેલો પ્રધાન અને "બોર્ડ ઑવ્ કંટ્રોલ" નામની એક સભાના હાથમાં રાજ્યની બધી સત્તા રહે.

(૨) તે ગવર્નર-જેનરલને નીમે.

(૩) ગવર્નર-જેનરલથી સ્વરક્ષણના વખત સિવાય લડાઈ અથવા સલાહ થાય નહિ.

(૪) ગવર્નર-જેનરલની સભાના સભાસદો ચારના ત્રણ કરવા; અને તેમાંનો એક હિંદુસ્તાનના લશ્કરનો સેનાધિપતિ જોઈએ.

## जमाबंदीनी रीतो.

(૧) **જમીનદારી રીત.**—એમાં જમીનની મ્હેસુલ હમેશને વાસ્તે નક્કી કરેલી હોય છે અને તે મ્હોટા જમીદારો કહેવાય છે તેની પાસેથી ઉઘરાવાય છે.

(૨) **રૈયતવારી રીત.**—એમાં દરેક ખેડુતે કેટલી રકમ ભરવી તેનો બંદોબસ્ત કરેલો હોય છે.

(૩) **ગામવારી રીત.**—એથી દરેક જૂદા જૂદા ગામડાના લોકો પોતાની હદમાં આવેલી જમીનની મ્હેસુલ ભરવાને જવાબદાર હોય છે.

પહેલી બંગાળાના દક્ષિણ પ્રાંતોમાં ચાલે છે, બીજી મુંબઈ અને મદ્રાસ ઈલાકામાં ચાલે છે અને ત્રીજી મધ્યપ્રાંતો, બંગાળાના વાયવ્ય પ્રાંતો, અને પંજાબમાં ચાલે છે.

## कुमक आपवानी पद्धति.

જે દેશી રાજાઓ આ પદ્ધતિ પ્રમાણે ચાલવાને કબૂલ કરે તેઓએ હિંદુસ્તાનમાં અંગ્રેજોને સર્વોપરી ગણવા; તેઓથી અંગ્રેજોની સલાહ વગર કોઈ સાથે લડાઈ કે સલાહ થાય નહિ; અને તેઓના રાજ્યમાં જે અંગ્રેજની ફોજ રહે તેનો ખરચ તેઓ આપે. (આથી તેઓએ પોતાની સ્વતંત્રતા તો ખોઈ, પણ પોતાના રાજ્યની સલામતી મેળવી.)

# अंग्रेजोने मळेला प्रांतो.

| નામ. | વરસ. | કોની પાસેથી અને શી રીતે મળ્યા. |
|---|---|---|
| મદ્રાસ.................. | ૧૬૩૯ | અંગ્રેજોએ શાહજહાંની પરવાનગીથી વસાવ્યું. |
| મુંબઈ .................. | ૧૬૬૮ | ઈંગ્લંડના રાજા પાસેથી કમ્પનીને મળ્યું. |
| કલકત્તા અને આસપાસનાં ગામ .............. | ૧૬૯૯ | ઔરંગઝેબના પૌત્ર પાસેથી વેચાણ લીધાં. |
| ૨૪ પરગણાં ............ | ૧૭૫૭ | મીર જાફર પાસેથી ઈનામ દાખલ મળ્યાં. |
| મછલીપટ્ટણ ............ | ૧૭૫૯ | ફ્રેંચ લોકો પાસેથી લડાઈમાં મળ્યું. |
| બર્દવાન, મિદનાપુર, ચિતાગોંગ .............. | ૧૭૬૦ | મીર કાસમ પાસેથી ઈનામમાં મળ્યાં. |
| બંગાળા, બહાર, ઓરિસ્સા. | ૧૭૬૫ | બીજા શાહઆલમે ઉપકારના બદલામાં આપ્યા. |
| ઉત્તર સરકાર પ્રાંત* ...... | ૧૭૬૫ | નિજામ પાસેથી મદદને પેટે (શાહઆલમની કબૂલાતથી) મળ્યો. |
| ડીંડીગલ અને મલબાર... | ૧૭૯૨ | ટીપુ પાસેથી શ્રીરંગપટ્ટણના કરારથી [મળ્યા. |
| કેનેરા, કોઈમ્બતૂર, વાઈનાદ. | ૧૭૯૯ | ટીપુના મરણથી મળ્યા. |
| નિજામે આપેલા પ્રાંતો†... | ૧૮૦૦ | નિજામ પાસેથી લશ્કરના ખરચને પેટે લીધા. |
| તંજાવર .............. | ૧૮૦૦ | રાજાએ પેન્શન લઈ અંગ્રેજને સ્વાધીન [કીધું. |
| અયોધ્યાના નવાબે આપેલા પ્રાંતો‡................ | ૧૮૦૧ | નવાબ પાસેથી લશ્કરના ખરચને પેટે [મળ્યા. |
| કર્ણાટક.................. | ૧૮૦૧ | મહમ્મદઅલીના છોકરાએ પેન્શન લઈ અંગ્રેજને આપ્યું. |

* ગંતૂર, કોંડાપીલી, એલોર, રાજમાહેંદ્રિ, અને સીકાકોલ.

† બેલારી, કડપા, અને કર્નૂલનો થોડોક ભાગ.

‡ હાલના વાયવ્ય પ્રાંતોમાંનો મહોખરો ભાગ—અલાહાબાદ, ફત્તેહપુર, કહાનપુર, આઝમગઢ, ગોરકપુર, બરેલી, મોરાદાબાદ, બીજનુર, બુદાઓન, અને શાહજહાનપુર.

| | | |
|---|---|---|
| સુરત ................ | ૧૮૦૨ | પેશ્વા પાસેથી વસઈના કરારમાં મળ્યું. |
| કટક અને બાલાસોર ...... | ૧૮૦૩ | રઘુજી ભોંસલે પાસેથી દેવગામના કરારમાં મળ્યાં. |
| દિલ્હી, આગ્રા, બુંદેલખંડ. | ૧૮૦૩ | દોલતરાવ સિંધિયા પાસેથી જીતી લીધાં. |
| કલંગ અને મલૂન........ | ૧૮૧૫ | ગુર્ખા લોકો પાસેથી લડાઈમાં લીધાં. |
| પૂના અને દક્ષિણ મહારાષ્ટ્ર. | ૧૮૧૮ | પેશ્વઈ નાબુદ થવાથી મળ્યા. |
| આસામ, આરાકાન, કાચર, જીત્યા................ | ૧૮૨૬ | બ્રહ્મદેશના રાજા પાસેથી યેન્દાબુના કરારથી મળ્યાં. |
| કુર્ગ..................... | ૧૮૩૪ | રાજાના જૂલમથી જીતી લીધું. |
| સિંધ .................. | ૧૮૪૩ | અમીરોને હરાવી લઈ લીધું. |
| જલંદર દોઆબ ......... | ૧૮૪૬ | સીખ લોકો પાસેથી લાહોરના કરારમાં મળ્યો. |
| સતારા.................. | ૧૮૪૮ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલસા કીધું. |
| પંજાબ.................. | ૧૮૪૯ | સીખ લોકો પાસેથી જીતી લીધું. |
| પેગુ..................... | ૧૮૫૨ | બ્રહ્મદેશના રાજા પાસેથી જીતી લીધું. |
| વરાડ .................. | ૧૮૫૩ | નિજામ પાસેથી લશ્કરના ખરચ બદલ રાખ્યું. |
| નાગપુર અને ઝાંસી ... | ૧૮૫૩ | રાજા અપુત્ર મરણ પામવાથી ખાલસા કીધાં. |
| અયોધ્યા ............... | ૧૮૫૬ | નવાબના અંધેર રાજ્યથી ખાલસા કીધું. |
| બ્રહ્મદેશ ............... | ૧૮૮૬ | રાજા થીબોને હરાવી પદભ્રષ્ટ કરી લીધો. |

# हिंदुस्ताननां बार म्होटां देशी राज्यो.

(૧) હૈદરાબાદનો નિજામ.
(૨) ગ્વાલિયરનો મહારાજા સિંધિયા.
(૩) વડોદરાનો ગાયકવાડ.
(૪) જેપુરનો મહારાજા.
(૫) ત્રાવણકોરનો મહારાજા.
(૬) કાશ્મીરનો મહારાજા.
(૭) જોધપુરનો મહારાજા.
(૮) ઈંદોરનો મહારાજા હોલકર.
(૯) પતિયાળાનો મહારાજા.
(૧૦) ઉદેપુરનો મહારાજા.
(૧૧) ભરતપુરનો મહારાજા.
(૧૨) ભોપાળની બેગમ.

# भरतखंडमां थयलां मुख्य युद्धो.

| | | |
|---|---|---|
| પાણીપત (૧). | ૧૧૯૧ | પૃથ્વીરાજે શાહબુદ્દીન ઘોરીને હરાવ્યો. |
| સ્થાનેશ્વર ...... | ૧૧૯૩ | શાહબુદ્દીન ઘોરીએ પૃથ્વીરાજને હરાવ્યો. |
| પાણીપત (૨). | ૧૫૨૬ | બાબરે ઈબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ફત્તેહપુર શિક્રી... | ૧૫૨૭ | બાબરે મેવાડના રાજા સંગને હરાવ્યો. |
| મંદેશ્વર......... | ૧૫૩૪ | હુમાયુંએ બહાદૂરશાહને હરાવ્યો. |
| કનોજ ......... | ૧૫૪૦ | શીરખાંએ હુમાયુંને હરાવ્યો. |
| પાણીપત (૩). | ૧૫૫૬ | બેહેરામખાંએ હેમુને હરાવ્યો. |
| કાશી ......... | ૧૬૫૭ | દારાએ શુજાને હરાવ્યો. |
| આગ્રા ......... | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન (૧) ... | ૧૬૫૯ | ઔરંગજેબ અને મુરાદે જસવંતસિંગને હરાવ્યો. |
| કર્નાલ ......... | ૧૭૩૯ | નાદીરશાહે મહમ્મદશાહને હરાવ્યો. |
| અંબૂર (૧) ... | ૧૭૪૦ | રઘુજી ભોંસલે અને મોરારિરાવે દોસ્તઅલીને [હરાવ્યો. |
| સરહિંદ......... | ૧૭૪૮ | મુગલોએ અહમદશાહ અબદલીને હરાવ્યો. |
| અંબૂર (૨) ... | ૧૭૫૦ | ડુપ્લેએ અન્વરૂદ્દીનને હરાવ્યો. |
| આર્ની......... | ૧૭૫૧ | ક્લાઈવે રાજા સાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા. |
| કોવેરીપાક ...... | ૧૭૫૨ | ક્લાઈવે રાજા સાહેબ તથા ફ્રેંચોને હરાવ્યા. |
| બાહુર ......... | ૧૭૫૨ | મેજર લોરેન્સે ફ્રેંચને હરાવ્યા. |
| પ્લાસી ...... | ૧૭૫૭ | ક્લાઈવે સુરાજા-ઉદ્-દૌલાને હરાવ્યો. |
| ચિન્સૂરા......... | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |
| વાંડીવાશ...... | ૧૭૬૦ | કૂટે ફ્રેંચ સરદાર લાલી તથા બૂસીને હરાવ્યા. |
| ઉદ્ગીર......... | ૧૭૬૦ | બાલાજી બાજીરાવે સલાબતજંગ અને નિજામને હરાવ્યા. |
| પટના (૧) ... | ૧૭૬૦ | કર્નલ કાલિયડે બીજા શાહઆલમને હરાવ્યો. |
| પાણીપત (૪). | ૧૭૬૧ | અફઘાન રાજા અહમદશાહ અબદલી દુરાનીએ મરેઠા સરદાર વિશ્વાસરાવ અને સદાશિવ ભાઉને હરાવ્યા. |
| પટના (૨) ... | ૧૭૬૧ | કર્નલ કાર્નાકે મીર કાસમ, શુજા-ઉદ્-દૌલા, અને બીજા શાહઆલમને હરાવ્યા. |
| ઘેરીઆ ...... | ૧૭૬૩ | અંગ્રેજે મીર કાસમને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| બક્સર......... | ૧૭૬૪ | અંગ્રેજ સરદાર મન્રોએ મીર કાસમ, શુજા-ઉદ્-દોલા અને બીજા શાહ આલમને હરાવ્યા. |
| કાલ્પી ......... | ૧૭૬૪ | કાર્નાકે શુજા-ઉદ્-દોલા તથા હોલ્કરને હરાવ્યા. |
| આંબૂર (૩) ... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ચંગામ......... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિજામને હરાવ્યા. |
| ત્રિનોમાલી...... | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદર તથા નિજામને હરાવ્યા. |
| ચેરકુલી ...... | ૧૭૭૨ | ત્રિંબક મામાએ હૈદરને હરાવ્યો. |
| આરાસ ...... | ૧૭૭૫ | કર્નલ કીટીંગે મરેઠાને હરાવ્યા. |
| પોલિલોર (૧)... | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો અને કેદ પકડયો. |
| પોર્ટોનોવો ...... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| પોલિલોર (૨)... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| શોલિંઘઢ ...... | ૧૭૮૧ | સર આયર કૂટે હૈદરને હરાવ્યો. |
| કોલિરૂન ...... | ૧૭૮૨ | ટીપુએ કર્નલ બ્રાયવેઈટને હરાવ્યો. |
| એરિકેરા ...... | ૧૭૯૧ | લોર્ડ કોર્નવોલિસે ટીપુને હરાવ્યો. |
| કુર્દલા ......... | ૧૭૯૫ | મરેઠાઓએ નિજામને હરાવ્યો. |
| સદાશીર ...... | ૧૭૯૯ | જેનરલ સ્ટૂઅર્ટે ટીપુને હરાવ્યો. |
| માલવેલી ...... | ૧૭૯૯ | જે૦ હેરિસે ટીપુને હરાવ્યો. [રણમાં પડયો. |
| શ્રીરંગપટ્ટણ ... | ૧૭૯૯ | હેરિસ અને સ્ટૂઅર્ટે ટીપુને હરાવ્યો. ટીપુ |
| ઉજ્જન (૨) ... | ૧૮૦૧ | જસવંતરાવ હોલ્કરે બીજા બાજીરાવ તથા દોલતરાવ સિંધિયાને હરાવ્યા. |
| ઈંદોર ......... | ૧૮૦૧ | દોલતરાવ સિંધિયાએ જ૦ હોલ્કરને હરાવ્યો. |
| પૂના ......... | ૧૮૦૧ | જ૦ હોલ્કરે બાજીરાવ તથા સિંધિયાને હરાવ્યા. |
| અસાઈ ...... | ૧૮૦૩ | જેનરલ વેલ્સલીએ દોલતરાવ સિંધિયા તથા રઘુજી ભોંસલેને હરાવ્યા. |
| દિલ્હી ......... | ૧૮૦૩ | જેનરલ લેઈકે દો૦ સિંધિયાને હરાવ્યો. |
| લાસ્વારી ...... | ૧૮૦૩ | જેનરલ લેઈકે દો૦ સિંધિયાને હરાવ્યો. |
| આગ્રા ......... | ૧૮૦૩ | જેનરલ લેઈકે દો૦ સિંધિયાને હરાવ્યો. |
| આર્ગોમ ...... | ૧૮૦૩ | જે૦ વેલ્સલીએ સિંધિયા તથા ભોંસલેને હરાવ્યા. |
| ડીગ ......... | ૧૮૦૪ | જેનરલ ફ્રેઝર તથા કર્નલ મોન્સને જસવંતરાવ હોલ્કરને હરાવ્યો. |
| ફરૂક્કાબાદ...... | ૧૮૦૪ | લોર્ડ લેઈકે હોલ્કરને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| આલ્મોરા ...... | ૧૮૧૬ | જેનરલ ઓક્ટરલોનીએ ગુરખા સરદાર |
| મકવાનપુર ... | ૧૮૧૬ | અમીરસિંગને હરાવ્યો. |
| ખડકી ...... | ૧૮૧૭ | એલ્ફિન્સ્ટને બીજા બાજીરાવને હરાવ્યો. |
| સિતાબાલ્ડી ... | ૧૮૧૭ | મિ. જેંકિન્સે આપા સાહેબને હરાવ્યો. |
| નાગપુર ...... | ૧૮૧૭ | જેનરલ ડવેટને આપા સાહેબને હરાવ્યો. |
| માહિદપુર ...... | ૧૮૧૭ | હિસલોપ અને માલ્કમે મલ્હારરાવ હોલ્કરને હરાવ્યો. |
| કોરગામ ...... | ૧૮૧૮ | સ્ટોન્ટને બીજા બાજીરાવને હરાવ્યો. |
| આષ્ટા ...... | ૧૮૧૮ | સ્મિથ સાહેબે બીજા બાજીરાવના પ્રધાન બાપુ |
| | | ગોખલેને હરાવ્યો. |
| પગામ ......... | ૧૮૨૬ | સર આર્ચિબાલ્ડ કેમ્બેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પર્વાન ......... | ૧૮૩૯ | રોબર્ટ સેલે દોસ્ત મહમ્મદને હરાવ્યો. |
| કંદહાર ......... | ૧૮૪૨ | જેનરલ નોટે અફઘાનોને હરાવ્યા. |
| મીઆની ...... | ૧૮૪૩ | સર ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને |
| હૈદરાબાદ ...... | ૧૮૪૩ | હરાવ્યા. |
| મહારાજપુર ... | ૧૮૪૩ | લોર્ડ ગફે સિંધિયાને હરાવ્યો. |
| પનીઆર ...... | ૧૮૪૩ | જેનરલ ગ્રેએ સિંધિયાને હરાવ્યો. |
| મુડકી ......... | ૧૮૪૫ | લોર્ડ ગફે સીખ સરદાર લાલસિંગને હરાવ્યો. |
| ફિરોજશાહ ... | ૧૮૪૫ | લોર્ડ હાર્ડિંગ અને લોર્ડ ગફે સીખ સરદાર લાલ- |
| અથવા | | સિંગને હરાવ્યો. |
| ફિરોજશેહેર ... | | [હરાવ્યો. |
| અલિવાલ ...... | ૧૮૪૬ | સર હેરી સ્મિથે સીખ સરદાર ગુલાબસિંગને |
| સોબ્રાઉન ...... | ૧૮૪૬ | લોર્ડ હાર્ડિંગે સીખ સરદાર તેજસિંગ અને શ્યામ- |
| | | સિંગને હરાવ્યા. |
| કિનેરી ......... | ૧૮૪૮ | એડવર્ડસે સીખ સરદાર લાલા મૂળરાજને |
| સદુસામ ...... | ૧૮૪૮ | હરાવ્યો. |
| રામનગર ...... | ૧૮૪૮ | લોર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ, ચતુરસિંગ |
| ચિલિયનવાલા. | ૧૮૪૯ | વગેરેને હંફાવ્યા. [હરાવ્યા. |
| ગુજરાત ...... | ૧૮૪૯ | લોર્ડ ગફે સીખ સરદાર શેરસિંગ અને ચતુરસિંગને |
| રંગુન, પ્રોમ ... | ૧૮૫૨ | અંગ્રેજોએ બ્રહ્મીઓને હરાવ્યા. |

# हिंदुस्तानमां बनेली वरसवार मुख्य बीना.

ઈ૦ સ૦ પૂ૦
૧૪૦૦—વ્યાસે વેદનો સંગ્રહ કીધો.
૧૪૦૦-૧૩૦૦—મહાભારતનો વિગ્રહ.
૧૨૦૦—રામે લંકામાં રાવણ ઉપર સ્વારી કીધી.
૮૦૦—મનુનો સમય.
૫૧૮—ડરાયસ હિસ્તાસ્પિસની પંજાબ ઉપર સ્વારી.
૩૨૭—મહાન્ સિકંદરની હિંદુસ્તાન ઉપર સ્વારી.
૫૬—વિક્રમાદિત્ય ઉજ્જનમાં રાજ્ય કરવા લાગ્યો.
ઈ૦ સ૦
૭૮—શાલિવાહને પોતાનો શાક ચલાવ્યો.
૭૧૨—મહમ્મદ કાસમે સિંધ ઉપર લ્હડાઈ કરી.
૯૭૬-૯૯૬—સબક્તગીન.
૯૯૬-૧૧૮૬—ગીઝની વંશ.
૯૯૬-૧૦૩૦—મહમૂદ ગીઝની. એણે હિંદુસ્તાન ઉપર બાર સ્વારીઓ [કીધી.
૧૧૮૬-૧૨૦૬—ઘોરીવંશ. શાહબુદ્દીન ઘોરી.
૧૧૯૧—પાણીપતનું યુદ્ધ. ૧૧૯૩-સ્થાનેશ્વરનું યુદ્ધ.
૧૨૦૬-૧૨૮૮—ગુલામ વંશ. ૧૨૦૬-૧૦— કુતબુદ્દીન.
૧૨૮૮-૧૩૨૧—ખીલજી વંશ. ૧૨૯૮—અલાઉદ્દીને ગુજરાત જીત્યું.
૧૩૨૧-૧૪૧૨—તઘલખ વંશ.
૧૩૪૭-૧૫૨૬—દક્ષિણમાં બ્રાહ્મણી વંશ.
૧૩૯૮—તૈમૂરે દિલ્હી ઉપર લ્હડાઈ કરી, તે લુટ્યું અને બાળ્યું.
૧૪૧૪-૧૪૫૦—સૈયદ વંશ.
૧૪૫૦-૧૫૨૬—લોદી વંશ.
૧૪૯૮—ફિરંગી લોકો કલિકટ બંદરે ઉતર્યા.
૧૫૨૬—પાણીપતનું યુદ્ધ. બાબરે હિંદુસ્તાનમાં મુગલ રાજ્ય સ્થાપ્યું.
૧૫૨૬-૧૮૫૭—મુગલ વંશ.
૧૫૨૬-૩૦—બાબર, ૧ લો મુગલ બાદશાહ.
૧૫૨૭—ફતેહપુર શિક્રીનું યુદ્ધ અને રાણા સંગની હાર.
૧૫૨૮—બાબરે ચંદેરી લીધું.

૧૫૨૯—બાબરે બહાર અને બંગાળા પ્રાંતો જીત્યા.
૧૫૩૦-૫૬—હુમાયું, ૨ જો મુગલ બાદશાહ.
૧૫૩૪—મંદેશ્વરનું યુદ્ધ. ૧૫૪૦—કનોજનું યુદ્ધ.
૧૫૪૦-૫૫—હુમાયું નાઠો તે દરમ્યાન સૂરવંશ.
૧૫૫૬-૧૬૦૫—અકબર, ૩ જો મુગલ બાદશાહ.
૧૫૫૬—પાણીપતના યુદ્ધમાં બ્હેરામખાંએ હેમુને હરાવ્યો.
૧૫૬૭-૭૨—અકબરે જેપુર, ચિતોડ વગેરેના રાજાને જીત્યા.
૧૫૭૨—અકબરે ગુજરાત અને માળવા જીત્યા.
૧૫૭૫—અકબરે બંગાળા, બહાર અને ઓરિસ્સા લીધાં.
૧૫૮૬—અકબરે કાશ્મીર લીધું, ૧૫૯૨ માં સિંધ, ૧૫૯૪ માં કંદહાર [લીધું.
૧૫૯૪—વલંદા હિંદુસ્તાનમાં આવ્યા.
૧૬૦૦—અકબરે અહમદનગર લીધું. બ્રિટિશ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પની [સ્થપાઈ.
૧૬૦૫-૨૭—જહાંગીર, ૪ થો મુગલ બાદશાહ.
૧૬૧૩—અંગ્રેજે સુરત, ખંભાત, ગોઘા, અને અમદાવાદમાં વ્હેપારની [કોઠી ઘાલી.
૧૬૧૫—સર ટામસ રો, અંગ્રેજોનો એલચી જહાંગીરના દરબારમાં [આવ્યો.
૧૬૨૬—મહોબતખાંએ જહાંગીરને કેદ પકડયો.
૧૬૨૭-૫૮—શાહજહાં, ૫ મો મુગલ બાદશાહ.
૧૬૨૮-૩૦—ખાનજહાં લોદીનું બંડ.
૧૬૩૯—ફ્રાન્સીસ ડેએ મદ્રાસ સ્થાપ્યું.
૧૬૫૮-૧૭૦૭—ઔરંગજેબ, છઠ્ઠો મુગલ બાદશાહ.
૧૬૫૯—શિવાજીએ અફઝલખાંને ખંજર મારી મારી નાખ્યો.
૧૬૬૨—શિવાજીએ શાયિસ્તખાંને મારવાની કોશિશ કીધી.
૧૬૬૪-૮૦—શિવાજી, ૧ લો મરેઠા રાજા.
૧૬૬૪—શિવાજીએ સુરત લૂટયું. ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પની સ્થપાઈ.
૧૬૬૬—શાહજહાંનું મરણ, શિવાજીને દિલ્હી બોલાવ્યો.
૧૬૭૬—શિવાજીએ કર્ણાટક ઉપર ચ્હડાઈ કરી જીંજી, વેલોર લીધાં.
૧૬૮૦—શિવાજીનું મરણ. શંભાજી ગાદીએ બેઠો.
૧૬૮૬—ઔરંગજેબે બીજાપુર લીધું. ૧૬૮૭ માં ગોવળકોંડા લીધું.
૧૬૮૯—ઔરંગજેબે શંભાજીને મારી નાખ્યો. રાજારામ ગાદીએ બેઠો.
૧૭૦૭—ઔરંગજેબ મરણ પામ્યો.
૧૭૦૦-૮—શિવાજી બીજો સતારાની ગાદીએ બેઠો.

૧૭૦૮-૪૮—શાહુજી સતારાની ગાદીએ બેઠો.

૧૭૧૪-૨૦—બાલાજી વિશ્વનાથ, ૧ લો પેશ્વા.

૧૭૨૦-૪૦—બાજીરાવ ૧ લો, ૨ જો પેશ્વા. ગાયકવાડ, સિંધિયા, હોલ્કર અને ભોંસલેની ઉત્પત્તિ.

૧૭૩૮-૩૯—નાદીરશાહની દિલ્હી ઉપર ચ્હડાઈ. કર્નાલનું યુદ્ધ.

૧૭૩૯—ચિમનાજી આપાએ સાલ્સેટ—સાષ્ટી તથા વસાઈ લીધાં.

૧૭૪૦—અંબૂર (૧) આગળ દોસ્તઅલી મરેઠાથી હાર્યો.

૧૭૪૦-૬૧—બાલાજી બાજીરાવ, ૩ જો પેશ્વા.

૧૭૪૧—મરેઠા ચંદા સાહેબને કેદ કરી સતારે લઈ ગયા.

૧૭૪૬—લાબોર્ડોનેઈએ મદ્રાસ લીધું, પણ અંગ્રેજને તે પાછું આપ્યું.

૧૭૪૮—અંગ્રેજોએ પોન્ડિચરી ઘેરચું, પણ ફાવ્યા નહિ. તંજાવરમાં દવીકોટા વગેરે અંગ્રેજને મળ્યાં. નિજામ-ઉલ-મુલ્કનું મરણ, અહમદશાહ અબ્દલીની સરહિંદ આગળ હાર, તથા હિંદુસ્તાન ઉપર બીજી સ્વારી, શાહુ બીજાનું મરણ.

૧૭૫૦—અંબૂરનું બીજું યુદ્ધ.

૧૭૫૧—કલાઈવે આર્કટ લીધું, અને આર્નીની આગળ રાજા સાહેબને [હરાવ્યો.

૧૭૫૨—કોવ્રેપાકનું યુદ્ધ, ત્રિચિનોપલીનો ઘેરો, અને અંગ્રેજનો જય, ચંદા સાહેબનું મરણ. બાહુરનું યુદ્ધ. કલાઈવે કોવેલોંગ અને ચિંગલપટ લીધાં. કલાઈવ વિલાયત ગયો.

૧૭૫૬—કલકત્તામાં ૧૪૬ અંગ્રેજોને ગોંધ્યા, તેમાંથી ૨૩ જીવતા રહ્યા.

૧૭૫૭—કલાઈવે સુરાજા-ઉદ્-દૌલાને પ્લાસીના યુદ્ધમાં હરાવ્યો. અંગ્રેજને ૨૪ પરગણાં મળ્યાં.

૧૭૫૯—અંગ્રેજોને મછલીપટણ મળ્યું.

૧૭૬૦—અંગ્રેજે મીર જાફરને પદભ્રષ્ટ કરી મીર કાસમને નવાબ બનાવ્યો; અંગ્રેજને બર્દવાન, ચિતાગોંગ અને મિદનાપુર મળ્યાં.
વાન્ડિવાશ, ઉદ્ગીર, પટના (૧) અને ચિન્સુરાનાં યુદ્ધ.

૧૭૬૧—પાણીપતનું ચોથું યુદ્ધ અને મરેઠાની હાર. પટનાનું બીજું યુદ્ધ, બાલાજી બાજીરાવનું મરણ. માધવરાવ, ૪ થો પેશ્વા.

૧૭૬૩—ઘેરીયાનું યુદ્ધ, પટનામાં ૧૪૮ અંગ્રેજોની કતલ.

૧૭૬૪—બક્સરનું યુદ્ધ. કાલ્પી આગળ શુજા-ઉદ્-દૌલા તથા મરેઠાની હાર.

૧૭૬૫—અંગ્રેજોને બંગાળા, બહાર અને ઓરિસ્સાની દીવાની મળી. ઉત્તર સરકાર પ્રાંત અંગ્રેજને મળ્યો.

૧૭૬૬-૬૯—પ્હેલો મ્હૈસૂર વિગ્રહ (અંગ્રેજ અને હૈદર વચ્ચે).
૧૭૬૭—અંબૂર (૩), ચંગામ, અને ત્રિનોમાલીનાં યુદ્ધમાં હૈદરની હાર.
૧૭૬૯—મદ્રાસના કરાર. ફ્રેન્ચ ઈસ્ટ ઈન્ડિઆ કમ્પનિનો અંત.
૧૭૭૨—ચેરકુલીનું યુદ્ધ. માધવરાવ પેશ્વાનું મરણ. હૈદરે કુર્ગ પ્રાંત લીધો.
૧૭૭૨-૭૩—નારાયણરાવ, ૫ મા પેશ્વા. ૧૭૭૩—નારાયણરાવનું ખૂન.
૧૭૭૪—રોહિલા સાથે લડાઈ. રેગ્યુલેટિંગ આક્ટ.
૧૭૭૪-૮૫—વોરન હેસ્ટિંગ્સ, ૧ લા ગવર્નર-જેનરલ.
૧૭૭૪-૯૫—માધવરાવ નારાયણ, છઠ્ઠો પેશ્વા.
૧૭૭૫-૮૨—પ્હેલો મરેઠી વિગ્રહ.
૧૭૭૫—સુરતના કરાર. આરાસનું યુદ્ધ. અંગ્રેજને સાલ્સેટ મળ્યો.
૧૭૭૬—પુરંધરના કરાર, પૂના સરકાર તથા બંગાળા સરકાર વચ્ચે.
૧૭૭૯—વાર્ગામના કરાર. અંગ્રેજે માફી લીધું.
૧૭૮૦-૮૪—બીજો મ્હૈસૂર વિગ્રહ.
૧૭૮૦—પોલિલોરનું પ્હેલું યુદ્ધ. ગોડર્ડે વસઈ અને અમદાવાદ લીધાં.
૧૭૮૧—પોર્ટોનોવો, પોલિલોર (૨) અને શોલિંઘરનાં યુદ્ધ.
૧૭૮૨—સાલબાઈના કરાર, અંગ્રેજ અને પૂના સરકાર વચ્ચે.
કોલેરૂન આગળ યુદ્ધ. હૈદરનું મૃત્યુ. ટીપુ મ્હૈસૂરની ગાદીએ બેઠો.
૧૭૮૩—ફોક્સનું બીલ, ઈંગ્લંડમાં અમીરની સભાએ નામંજૂર કીધું.
૧૭૮૪—ટીપુએ મંગલૂર લીધું. મંગલૂરના કરાર. પિટનું બીલ.
૧૭૮૬-૯૩—લોર્ડ કોર્નવોલિસ, ૨ જો ગવર્નર-જેનરલ.
૧૭૮૬—અંગ્રેજોએ પ્યુલોપિનાંગ લીધું.
૧૭૮૯—ટીપુએ ત્રાવણકોર ઉપર હુમલો કીધો.
૧૭૯૦-૯૨—ત્રીજો મ્હૈસૂર વિગ્રહ.
૧૭૯૧—અરિકેરાનું યુદ્ધ લોર્ડ કોર્નવોલિસે ટીપુને હરાવ્યો.
૧૭૯૨—શ્રીરંગપટ્ટણનો ઘેરો તથા કરાર. અંગ્રેજે મલબાર, ડીંડીગલ,
૧૭૯૩-૯૮—સર જોન શોર, ૩ જો ગવર્નર-જેનરલ. [સાલેમ લીધાં.
૧૭૯૫—કુર્દલાનું યુદ્ધ. માધવરાવ નારાયણ પેશ્વાએ આપઘાત કીધો.
૧૭૯૫-૧૮૧૮—બીજો બાજીરાવ, ૭ મા પેશ્વા.
૧૭૯૫—નાના ફડનવિસને કેદ કીધો અને પાછળથી છોડ્યો.
૧૭૯૮-૧૮૦૫—લોર્ડ મોર્નિંગ્ટન, ૪ થો ગવર્નર-જેનરલ.
૧૭૯૯—ચોથો મ્હૈસૂર વિગ્રહ, સદાશીર અને માલવેલીનાં યુદ્ધ.

શ્રીરંગપટ્ટણનો ઘેરો, ટીપુનું મરણ. મ્હેસૂરની જીત. અંગ્રેજને કોઇમ્બતૂર, કેનેરા અને વાઇનાદ મળ્યા.

૧૮૦૦—નાના ફડનવિસનું મરણ. અંગ્રેજે તંજાવર લીધું.

૧૮૦૧—ઉજ્જન, ઈંદોર અને પૂનાનાં યુદ્ધો. કર્ણાટક જોડી દીધું.

૧૮૦૨—વસઇના કરાર. અંગ્રેજે બુંદેલખંડ અને સુરત લીધાં.

૧૮૦૩—બાજીરાવને ગાદી પાછી મળી. બીજો મરેઠી વિગ્રહ. અંગ્રેજે અહમદનગર લીધું. અસાઇ, દિલ્હી, આગ્રા, લાસ્વારી, અને આર્ગામનાં યુદ્ધો. દેવગામ અને સર્જી અંજેગામના કરાર. અંગ્રેજોએ કટક, બાલાસોર, દિલ્હી, ભરૂચ લીધાં.

૧૮૦૪-૫—ત્રીજો મરેઠી વિગ્રહ (જ૦ હોલ્કર અને અંગ્રેજ વચ્ચે).

૧૮૦૪—ડીગ અને ફુરકાબાદનાં યુદ્ધ અને જસવંતરાવ હોલ્કરની હાર.

૧૮૦૫—લોર્ડ લેઇકે ભરતપુરને ઘેરો ઘાલ્યો, પણ ફાવ્યો નહિ.

૧૮૦૫-૭—લોર્ડ કોર્નવોલિસ (બીજી વાર). એનું મરણ. સર જ્યોર્જ બાર્લો, ૫ મો ગવર્નર-જેનરલ.

૧૮૦૬—વેલોરમાં બંડ; કર્નલ ગિલેસ્પીએ તે સમાવી દીધું.

૧૮૦૭-૧૩—લોર્ડ મિન્ટો, ૬ ઠો ગવર્નર-જેનરલ.

૧૮૦૮—અંગ્રેજે ત્રાવણકોર લીધું, પણ ૧૮૧૩ માં પાછું આપ્યું.

૧૮૦૯—અંગ્રેજે રણજીતસિંગ, તથા સિંધ, ઇરાન અને કાબૂલના રાજા સાથે કરાર કીધા. [મોરિશ્યસ લીધા.

૧૮૦૯-૧૦—અંગ્રેજે ફ્રેંચ થાંણીઆને હરાવી બુર્બોં, રોડ્રીગેઝ અને

૧૮૧૩—કમ્પનીને હિંદુસ્તાન સાથે વેપાર કરવાનો હક જતો રહ્યો, પણ ચીના સાથે તો રહ્યો.

૧૮૧૪-૨૩—માર્કવિસ ઑવ્ હેસ્ટિંગ્સ, ૭ મો ગવર્નર-જેનરલ.

૧૮૧૫-૧૬—નેપાળ અથવા ગુરખા વિગ્રહ.

૧૮૧૬—આલ્મોરા તથા મક્વાનપુરનાં યુદ્ધ. ગુરખાઓની હાર.

૧૮૧૭-૧૮—ચોથો મરેઠી વિગ્રહ [અંગ્રેજને અમદાવાદ મળ્યું.

૧૮૧૭—ખાડકી, સિતાબાલ્દી, નાગપુર, અને માહિદપુરનાં યુદ્ધ.

૧૮૧૮—કોરગામ અને આષ્ટીનાં યુદ્ધ. પેશ્વાઇનો અંત, મંદેશ્વરના કરાર, અંગ્રેજને ખાનદેશ, અજમેર, પૂના, ઉત્તર કોકણ, મહારાષ્ટ્ર, અને નર્મદાની પાસેના જીલ્લા મળ્યા.

**૧૮૨૩-૨૮—લોર્ડ આમ્હર્સ્ટ, ૮ મા ગવર્નર-જેનરલ.**
**૧૮૨૩-૨૬—પ્હેલો બ્રહ્મી વિગ્રહ.** ૧૮૨૪—અંગ્રેજને મલક્કા મળ્યો.
૧૮૨૫—પગામનું યુદ્ધ. [મીઅરે ભરતપુરને ઘેરી સર કર્યું.
૧૮૨૬—યેન્દાબ્રુના કરાર. બારાકપુરમાં બંડ. અંગ્રેજ સરદાર કોમ્બર.
**૧૮૨૮-૩૬—લોર્ડ ઉલિયમબેન્ટિંક, ૯ મા ગવર્નર-જેનરલ.**
૧૮૨૯—સતીનો ચાલ બંધ પાડયો. ઠગ લોકોનો નાશ કીધો,
**૧૮૩૬-૪૨—લોર્ડ ઓકલન્ડ, ૧૦ મો ગવર્નર-જેનરલ.**
૧૮૩૪—કમ્પનીને નવી સનદ મળી, તેની રૂએ તેઓનો ચીન સાથે પણ વ્હેપાર કરવાનો હક જતો રહ્યો અને હવેથી રાજ્ય કરવાનોજ રહ્યો. અંગ્રેજે કુર્ગ પ્રાન્ત જીતી લીધો.
૧૮૩૮—અંગ્રેજ, રણજીતસિંગ અને શાહ શુજા વચ્ચે કરાર.
૧૮૩૯—શાહ શુજાને કંદહારની ગાદી મળી. રણજીતસિંગનું મરણ. અંગ્રેજે ગીજની જીત્યું અને કાબૂલ લીધું. પર્વાનનું યુદ્ધ.
૧૮૪૧—કાબૂલમાં ફિતૂર; મેકનોટનનું ખૂન. અંગ્રેજને કર્નૂલ મળ્યું.
૧૮૪૦-૪૨—ચીના જોડે વિગ્રહ. ૧૮૪૨-નાનકીનના કરાર. અંગ્રજને હોંકોંગ મળ્યો.
**૧૮૪૨-૪૪—લોર્ડ એલેનબરો, ૧૧ મો ગવર્નર-જેનરલ.**
૧૮૪૨—જે. પોલકની કાબૂલ ઉપર ચ્હડાઈ. અંગ્રેજનું અફઘાનિસ્તાન
**૧૮૪૨-૪૩—સિંધ વિગ્રહ.** [છોડીને આવવું.
૧૮૪૩—મીઆની અને હૈદરાબાદનાં યુદ્ધ. અંગ્રેજે સિંધ જોડી દીધું. ગ્વાલિયર વિગ્રહ. મહારાજપુર તથા પનીઆરનાં યુદ્ધ.
**૧૮૪૪-૪૭—લોર્ડ હાર્ડિંગ, ૧૨ મો ગવર્નર-જેનરલ.**
**૧૮૪૫-૪૬—પહેલો સિખ્ખ અથવા પંજાબ વિગ્રહ.**
૧૮૪૫—મૂડકી તથા ફિરોજશાહનાં યુદ્ધ.
૧૮૪૬—અલિવાલ તથા સોબ્રાઉનનાં યુદ્ધ. લાહોરના કરાર.
**૧૮૪૮-૫૬—લોર્ડ ડલહૌસી, ૧૩ મો ગવર્નર-જેનરલ.**
**૧૮૪૮-૪૯—બીજો સિખ્ખ અથવા પંજાબ વિગ્રહ.**
૧૮૪૮—મુલતાનનો ઘેરો. કિનેરી, સદુસામ, અને રામનગરનાં યુદ્ધ. સતારા બ્રિટિશ રાજ્યમાં ભેળી દીધું. [સાથે ભેળી દીધું.
૧૮૪૯—ચિલિયનવાલા અને ગુજરાતનાં યુદ્ધ. પંજાબ અંગ્રેજી રાજ્ય
**૧૮૫૨-૫૩—બીજો બ્રહ્મી વિગ્રહ.** ૧૮૫૨-પેગુ પ્રાંત જોડી દીધો.

૧૮૫૩—રંગુન, માર્ટાબાન, બસીન, પ્રોમ, નાગપુર, તથા ઝાંસી બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધાં. અંગ્રેજે નિજામ પાસે વરાડ પ્રાંત લ્હેણાને પેટે લીધો. કમ્પનીને નવો પટો મળ્યો.

૧૮૫૬—અયોધ્યા પ્રાંત બ્રિટિશ રાજ્ય સાથે ભેળી દીધો.

૧૮૫૭-૬૧—લોર્ડ કેનિંગ, ૧૪ મા ગવર્નર-જેનરલ, ૧ લો વાઈસરોય.

૧૮૫૭—સિપાઈઓનો મ્હોટો બળવો.

૧૮૫૮—હિંદુસ્તાનનું રાજ્ય ઈંગલંડના રાજ્યકર્તાને સોંપી દીધું.

૧૮૬૨-૬૩—લોર્ડ એલ્જીન, ૧૫ મા ગવર્નર-જેનરલ.

૧૮૬૪-૬૯—સર જોન લોરેન્સ, ૧૬ મા ગવર્નર-જેનરલ.

૧૮૬૯-૭૨—લોર્ડ મેયો, ૧૭ મા ગવર્નર-જેનરલ.

૧૮૭૨-૭૫—લોર્ડ નોર્થબ્રુક, ૧૮ મા ગવર્નર-જેનરલ.

૧૮૭૫—વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કીધો.

૧૮૭૬-૮૦—લોર્ડ લિટન, ૧૯ મા ગવર્નર-જેનરલ. [ખિતાબ મળ્યો.

૧૮૭૭—વિક્ટોરીઆ રાણીને "કયેસર-ઈ-હિંદ મહારાણી" નો

૧૮૭૮—હિંદુસ્તાનમાં લાઈસેન્સ ટેક્સ. સુરતમાં મોટું બંડ. બીજો

૧૮૮૦—ત્રીજો અફ્ઘાન વિગ્રહ. [અફ્ઘાન વિગ્રહ.

૧૮૮૦-૮૪—લોર્ડ રિપન, ૨૦ મા ગવર્નર-જેનરલ.

૧૮૮૨—સ્થાનિક સ્વરાજ્યની યોજના (તા૦ ૧૮મી મે).

૧૮૮૪ ડી૦—લોર્ડ ડફરિન, ૨૧ મા ગવર્નર-જેનરલ.

૧૮૮૫—મુંબઈમાં નેશનાલ કોંગ્રેસ (પ્રજા સમાજ) (૧).

૧૮૮૬—બ્રહ્મદેશ અંગ્રેજ રાજ્ય સાથે જોડી દીધો. ઈનકમ ટેક્સ. કલકત્તામાં નેશનાલ કોંગ્રેસ (૨).

૧૮૮૭—મદ્રાસમાં નેશનાલ કોંગ્રેસ (૩).

૧૮૮૮ ડી૦—લોર્ડ લેન્સડાઉન, ૨૨ મા ગવર્નર-જેનરલ. અલાહબાદમાં નેશનાલ કોંગ્રેસ (૪). [નેશનાલ કોંગ્રેસ (૫).

૧૮૮૯—સુરતમાં ભયંકર આગ (તા૦ ૬ઠી એપ્રિલ). મુંબઈમાં

૧૮૯૦—કલકત્તામાં નેશનાલ કોંગ્રેસ (૬).

૧૮૯૧—રૂસ્યાના રાજાના પાટવીકુંવરની હિંદુસ્તાનની મુલાકાત.



# भरतखंडनी सविस्तर भूगोळ.

**સીમા વગેરે**— ભરતખંડ, એ દક્ષિણ એશ્યાની વચ્ચે દ્વીપકલ્પ છે. એની ઉત્તરે, હિમાલય પર્વત; પૂર્વે, બ્રહ્મદેશ અને બંગાળાનો ઉપસાગર; દક્ષિણે, હિંદી મહાસાગર; પશ્ચિમે, અરબ્બી સમુદ્ર, બલુચિસ્તાન, અને અફઘાનીસ્તાન. એની ઉત્તર દક્ષિણ વધારેમાં વધારે લંબાઈ ૧૯૦૦ માઈલ છે અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૧૮૦૦ માઈલ છે. એની કુલ વસ્તી ૨૫ાા ક્રોડને સુમારે છે.

**કુદરતી ભાગો**— હિમાલયની તળેટીનો પ્રદેશ, ગંગાનો પ્રદેશ, સિંધુનદનો પ્રદેશ, દક્ષિણ અને બ્રહ્મદેશ.

**દ્વીપો**— સિંહલદ્વીપ (લંકા), દક્ષિણે; આન્દામાન (મુ. શ૰ પોર્ટબ્લેર, અહીં ગુન્હેગારોને કાળે પાણી ચડાવેછે), નિકોબાર અને મર્ગ્વિ આર્કિપેલેગો, બંગાળાના ઉપસાગરમાં; લક્ષદ્વીપ અને માલદ્વીપ, અરબ્બી સમુદ્રમાં.

**દ્વીપકલ્પો**— કાઠીઆવાડ, કચ્છ અને ખંભાતનાં અખાતની વચ્ચે; મલાયા, ભરતખંડની છેક પૂર્વે.

**ભૂશિરો**— મોન્ઝ, સિંધની પશ્ચિમે; દીવ, કાઠીઆવાડની દક્ષિણે; કન્યાકુમારી, ભરતખંડની દક્ષિણે; ડંડ્રા, સિંહલદ્વીપની દક્ષિણે; પેડ્રો, સિંહલદ્વીપની ઉત્તરે; દિવે અને કેલિમાર, કોરોમાન્ડલ કિનારે; પાલમાયરાસ, ઓરિસ્સાની પૂર્વે; નાગ્રેસ, પેગુની નૈઋત્યે.

**પર્વતો**— હિમાલય (એવરેસ્ટ, સૌથી ઊંચું શિખર, ઊંચાઈ ૨૯૦૦૦ ફીટ), ભરતખંડની ઉત્તરે; શિવાલિક, ગંગા અને બીઆસની વચ્ચે; કારાકોરમ, કાશ્મીરની ઉત્તરે; સુલેમાન, પંજાબની પશ્ચિમે; હાલા, સિંધની પશ્ચિમે; અરવલિ (મુખ્ય શિખર આબુ), રજપૂતાનામાં; વિંધ્યા, નર્મદાની ઉત્તરે; સાતપુડા, નર્મદાની દક્ષિણે;

નીલગિરિ, મ્હૈસૂરની દક્ષિણે, પશ્ચિમ ઘાટ અથવા સહ્યાદ્રિ, દક્ષિણની પશ્ચિમે; પૂર્વ ઘાટ, દક્ષિણની પૂર્વ હદ.

સમુદ્ર, અખાત, સામુદ્રધુની વગેરે—અરબ્બી સમુદ્ર; કચ્છનું અને ખંભાતનું અખાત, પશ્ચિમે; બંગાળાનો ઉપસાગર, પૂર્વમાં; માર્ટાબાનનું અખાત, બ્રિટિશ બ્રહ્મદેશમાં; મનારનું અખાત અને પાકની સામુદ્રધુની, સિંહલદ્વીપ અને ભરતખંડની વચ્ચે.

સરોવરો—ચિલ્કા, ઓરિસ્સાને કિનારે; કોલાર (મીઠા પાણીનું), ગોદાવરી અને કૃષ્ણાની વચ્ચે; પુલિકટ, કોરોમાંડલ કિનારે; સાંભર (સૌથી મોટું) અને સર, રજપૂતાનામાં; મંચૂર, સિંધમાં; વુલર, કાશ્મીરમાં.

નદીઓ—બ્રહ્મપુત્ર, એ હિમાલય પર્વતમાંથી નીકળી ગંગાના પૂર્વ મુખ સાથે મળી બંગાળાના ઉપસાગરમાં પડેછે. ગંગા, એ હિમાલય પર્વતમાંથી નીકળી બંગાળાના ઉપસાગરમાં પડેછે. એની સૌથી મોટી શાખા જમના છે, તે અલાહાબાદ આગળ એને મળેછે. ગોગ્રા, રામગંગા, ગોમતી, ગંડક, કુશી, અને સોન એ ગંગાની બીજી શાખાઓ છે. ચંબલ અને બેટવા જમનાને મળેછે. મહાનદી, મધ્ય પ્રાન્તોમાંથી, ગોદાવરી, નાશક આગળથી, કૃષ્ણા (એની શાખા ભીમા અને તુંગભદ્રા), મહાબલેશ્વરના ડુંગરોમાંથી, ઉત્તર અને દક્ષિણ પેનાર, મ્હૈસૂરમાંથી, અને કાવેરી, કુર્ગમાંથી નીકળી, બંગાળાના ઉપસાગરમાં પડેછે. ઈરાવતી, બ્રહ્મદેશમાં થઈ માર્ટાબાનના અખાતને મળેછે. સિંધુનદ હિમાલય પર્વતમાંથી નીકળી અરબ્બી સમુદ્રને મળેછે. એની શાખા જ્હેલમ, ચિનાબ, રાવી, બીઆસ, અને સતલજ છે. નર્મદા, વિંધ્યા પર્વતમાંથી, તાપી, સાતપુડામાંથી, સાબરમતી અને મહી ગુજરાતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે.



# ભરતખંડના રાજકીય વિભાગો.

(૧) બ્રિટિશ રાજ્ય; (૩) સ્વતંત્ર રાજ્ય;
(૨) દેશી રાજ્ય; (૪) પરદેશી રાજ્ય.

આખા ભરતખંડ ઉપર ગવર્નર-જેનરલ રાજ્ય કરેછે. એના તાબા નીચે બંગાળા, વાયવ્ય પ્રાંતો, અયોધ્યા અને પંજાબ, એ ભાગો ઉપર લેફટેનન્ટ ગવર્નરનો અધિકાર છે. મધ્ય-પ્રાંતો, બ્રહ્મદેશ, અને આસામ, એઓ ઉપર ચીફ કમિશનરોનો અધિકાર છે. મુંબઈ અને મદ્રાસ ઈલાકા ઉપર ગવર્નરોનો અધિકાર છે; લંકાબેટને "ક્રાઉન કોલોનિ" કહેછે અને તેના ઉપર કોલોનિયલ આફીસથી નીમાયલો ગવર્નર રાજ્ય કરેછે; તેને ભરતખંડના ગવર્નર-જેનરલ સાથે નિસબત નથી.

---

## (૧) બ્રિટિશ હિંદુસ્તાન.

એના મુખ્ય ૧૨ ભાગ કીધા છે:—(૧) બંગાળા (શુદ્ધ બંગાળા, બહાર, ઓરિસ્સા અને છોટાનાગપુર); (૨) આસામ; (૩) વાયવ્ય પ્રાંતો; (૪) અયોધ્યા; (૫) પંજાબ; (૬) મધ્ય પ્રાંતો; (૭) મુંબઈ ઈલાકો; (૮) મદ્રાસ ઈલાકો; (૯) બ્રહ્મદેશ; (૧૦) અજમેર; (૧૧) વરાડ; (૧૨) કુર્ગ.

૧. બંગાળા. એના ચાર ભાગ છે:—(૧) શુદ્ધ બંગાળા, (૨) બાહાર, (૩) ઓરિસ્સા, (૪) છોટા નાગપુર.

મુખ્ય શેહેરો:—(૧) શુદ્ધ બંગાળા—કલકત્તા, હુગલી નદી ઉપર, રાજધા ી છે. આલિપોર, બેરેકપુર, પ્લાસી (રણક્ષેત્ર), ઢાકા (મલમલ) ચિતાગોંગ, મુર્શિદાબાદ, બર્દવાન, ચિન્સુરા, મિદનાપુર, ચંદ્રનગર (ફ્રેંચનું), સિરામપુર, રાણીગંજ ( કોયલાની ખાણો ).

(૨) **બહાર** :—**પટના**, ગંગા ઉપર, બહાર, ગયા (યાત્રાનું સ્થળ), મોંગીર, બક્સર (રણક્ષેત્ર).

(૩) **ઓરિસ્સા** :—કટક (મહાનદી ઉપર), બાલાસોર, પુરી અથવા જગન્નાથ (યાત્રાનું સ્થળ), મહા નદી ઉપર.

(૪) **છોટા નાગપુર** :— હઝારીબાગ (લશ્કર રહેછે).

૨. **આસામ**— મુ૦ શ૦ **ગૌહત્તી** (બ્રહ્મપુત્ર ઉપર), શિલોંગ રાજધાની, ચેરાપુંજી (એમાં આખી દુનિયા કરતાં સૌથી વધારે વરસાદ પડેછે, લગભગ ૫૨૨ ઈંચસુધી).

૩. **વાયવ્ય પ્રાંતો**— મું૦ શ૦ **બનારસ** અથવા **કાશી**, ગંગા નદી ઉપર, યાત્રાનું સ્થળ, **અલાહાબાદ** અથવા પ્રયાગ, ગંગા અને જમનાના સંગમ ઉપર (યાત્રાનું સ્થળ). મીરઝાપુર અને કહાનપુર, ગંગા ઉપર, ગોરકપુર, આગ્રા, જમના ઉપર, ફત્તેહપુર શિક્રી, કનોજ અને ફરક્કાબાદ (ત્રણે રણક્ષેત્રો), ગોકુળ અને મથુરા, જમનાપર (યાત્રાનાં સ્થળ), મીરત (લશ્કર રહેછે), હરદ્વાર (યાત્રાનું સ્થળ), ગંગા ઉપર, બરેલી (રોહિલખંડનું મુ૦ શ૦), શાહજીઆનપુર, મોરાદાબાદ, આલ્મોરા (રણક્ષેત્ર), શ્રીનગર.

૪. **અયોધ્યા**— મુ૦ શ૦ **લખનોર**, ગોમતી ઉપર, ફૈજાબાદ, રાયબરેલી.

૫. **પંજાબ**— મુ૦ શ૦:— **લાહોર**, રાવી નદી ઉપર, અમૃતસર (શાલો, રેશમી અને સુતરાઉ લુગડાંનાં કારખાનાં), લુધીઆના, સતલજ નદીની પાસે (શાલનાં કારખાનાં), જલંધર (લશ્કર રહેછે), કાંગ્રા (એનું અસલ નામ નગરકોટ. એમાં ઉંચા ચ્હા થાયછે). અલિવાલ, સોબ્રાઉન, ફિરોજશાહ, મુડકી (રણક્ષેત્રો). અંબાલા (લશ્કર રહેછે), **સિમ્લા** (હવાનું ઠેકાણું), સ્થાનેશ્વર (એની પાસે કુરૂક્ષેત્ર), પાણીપત, દિલ્હી, જમના નદી ઉપર (એ ત્રણ રણક્ષેત્રો). મૂલતાન, ડેરા ઇસ્માલખાન, ડેરા ગાઝીખાન (બન્ને સિંધુ ઉપર), મિથુનકોટ, અટક, પેશાવર (લશ્કર રહેછે), રાવલપિન્ડી, મરી (હવાનું ઠેકાણું). ગુજરાત, ચિલિયનવાલા, કર્નાલ અને સરહિંદ (રણક્ષેત્રો).

૬. **મધ્ય પ્રાંતો**— મુ૦ શ૦:— **નાગપુર**, સીતાબાલ્દી, કામ્ટી

(લશ્કર રહેછે), જબલપુર (કોલસાની ખાણો), રતનપુર, સંભલપુર (હીરાની ખાણ), બહ્રાનપુર, તાપીનદી ઉપર (એની પાસે આશીરગઢ).

૭. મુંબઈ ઈલાકો—એના મુખ્ય ચાર ભાગ કીધાછે:—
(૧) સિંધ; (૨) મુંબઈ; (૩) મુંબઈનો ઉત્તર વિભાગ; (૪) મુંબઈનો દક્ષિણ વિભાગ.

(૧) સિંધ—મુ૦ શે૦:— કરાંચી (બંદર), ઠઠ્ઠા, હૈદરાબાદ, અને મિઆની (બે રણક્ષેત્રો). હૈદરાબાદની પૂર્વે થર અને પારકરનાં રેતીનાં રણ છે. અમરકોટ, શિકારપુર, સક્કર.

(૨) મુંબઈ. એ હિંદુસ્તાનમાં ઘણું નામીચું શાહેર છે. એની સાથે સાલ્સેટ (સાષ્ટી) બેટ સડકથી મેળી દીધોછે. એલિફન્ટા, એ મુંબઈ બંદરમાં નાનો બેટ છે.

(૩) મુંબઈનો ઉત્તર વિભાગ—એના વિભાગો તથા શહેરો:—
(૧) કોલાબા— અલીબાગ.
(૨) થાણા અથવા ઉત્તર કોંકણ—થાણા, કલ્યાણ અને વસઈ.
(૩) સુરત—સુરત. એમાં અંગ્રેજે સને ૧૬૧૩માં પહેલી કોઠી ઘાલી.
(૪) ભરૂચ— ભરૂચ, નર્મદા ઉપર, રૂના વેહેપારનું મથક.
(૫) ખેડા અને પંચમહાલ— નડીઆદ. [(રૂ).
(૬) અમદાવાદ— અમદાવાદ, સાબરમતી ઉપર, ગોધા, ધોલેરા
(૭) ખાનદેશ— ધુળીયા, ભોસાવળ.
(૮) નાશક— નાશક (યાત્રાનું સ્થળ).

(૪) મુંબઈનો દક્ષિણ વિભાગ—એના વિભાગો તથા શાહેરો:—
(૧) અહમદનગર—અહમદનગર (એ અંગ્રેજે ૧૮૦૩ માં લીધું.)
(૨) પુના—પુના, ખડકી, કોરગામ (રણક્ષેત્રો), સિંહગઢ અને પુરંધર.
(૩) સતારા— સતારા, મહાબળેશ્વર (હવાનું ઠેકાણું).
(૪) શોલાપુર—શોલાપુર (વેપારનું મથક), પંઢરપુર (યાત્રાનું સ્થળ).
(૫) કલાદગી— બાગલકોટ અને બીજાપુર.
(૬) બેલગામ— બેલગામ.
(૭) ધારવાડ— ધારવાડ. એ રૂને માટે પ્રખ્યાત છે.
(૮) ઉત્તર કેનેરા— કારવાડ, કુમ્ટા, હોનાવાડ (એની પૂર્વે ગરસોપનો આસરે ૯૦૦ ફીટ ઊંચો ધોધ છે).

(૯) રત્નાગિરિ—રત્નાગિરિ, વિંગોર્લા (બંદર).

એડન (અર્બસ્તાનની દક્ષિણે) મુંબઈને તાબે છે.

૮. મદ્રાસ ઈલાકો—એના ૬ ભાગ છે. તે તથા તેનાં શહેરોઃ—

(૧) સરકાર્સ—ગંજામ, બરહામપુર, રસલકોન્ડા, સિકાકોલ (મલમલ) અને રાજમાહેંદ્રિ (ગોદાવરીના મુખ્ય આગળ).

(૨) કૃષ્ણા—મછલીપટ્ટણ (રૂનો વ્યાપાર), ગંતૂર, એલોર (શેતરંજી).

(૩) કર્ણાટક—નેલોર, કડપા, બેલારી, કર્નૂલ, ઓંગોલ.

(૪) ઉત્તર આર્કટ—આર્કટ, વેલોર, આર્ની (રણક્ષેત્ર). મદ્રાસ એ ઈલાકાનું મુખ્ય શેહેર છે. ચિંગલપટ, પુલિકટ. કડપા (લશ્કર રહેછે).

(૫) દક્ષિણ આર્કટ—કદલોર, ફોર્ટ સેન્ટ ડેવિડ, જીંજી (પહાડી કિલ્લો), પોર્ટોનોવો (રણક્ષેત્ર તથા લોઢાખંડનું કામ), તંજાવર, નાગપટ્ટમ, ટ્રાંકેબાર, ત્રિચિનોપલિ, સાલેમ, મદુરા (એની પૂર્વે સેતુબંદરામેશ્વર દ્વીપ છે તે યાત્રાનું સ્થળ છે), ડીંડીગલ.

(૬) દક્ષિણ કેનેરા—કલિકટ (સાગ, મરી, નાળિયેર), કાનાનોર, ટેલિચરી (બંદર), કોચિન, કોઈમબટુર, ઉતાકામંડ (હવાનું ઠેકાણું), મંગલોર (સોપારી).

૯. બ્રહ્મદેશ—એ દેશના આરાકાન અને ટિનાસરીમ પ્રાંતો અંગ્રેજને સને ૧૮૨૬ માં મળ્યા, અને પેગુ સને ૧૮૫૨ માં બ્રિટિશ રાજ્ય સાથે સંયોજી દીધો. બાકીનો ભાગ અંગ્રેજોએ સને ૧૮૮૬ માં રાજા થીબોને હરાવી જીતી લીધો. એમાં માંડલે, અમરપુર, આવા અને ભામો એ મુખ્ય શેહેરો છે. આરાકાન—મુ૦ શે૦ અકિઆબ (ચોખા), આરાકાન. પેગુ—મુ૦ શે૦ રંગુન, બસીન, પ્રોમ, હેનાબ્યુ અને ડલહોસી. ટિનાસરીમ—મુ૦ શે૦ મોલમિન, માર્ટાબાન, આમ્હર્સ્ટ, ટેવોય અને મર્ગ્વિ.

૧૦. અજમેર—એને વાયવ્ય પ્રાંતોમાં દાખલ કીધુંછે. એ ગવર્નર-જેનરલની સત્તા નીચે છે. મુ૦ શે૦ અજમેર.

૧૧. વરાડ—એ પ્રાંત નિજામે સને ૧૮૫૩ માં અંગ્રેજોને દેવાને પેટે આપ્યો. મુ૦ શે૦ ઉમરાવતી (રૂના વેપારનું મોટું મથક), અકોલા, અસાઈ (રણક્ષેત્ર), ઈલીચપુર, અને આર્ગામ (રણક્ષેત્ર).

૧૨. કુર્ગ—એ પ્રાંત સને ૧૮૩૪ માં અંગ્રેજોએ પોતાના રાજ્ય સાથે સંયોજી દીધો. એમાં બુંદ અને એલચી થાયછે. મુ૦ શ૦ મર્કરા.

સિંહલદ્વીપ અથવા લંકા—એની આસપાસના દરીઆમાં મોતી પાકે છે. મુ૦ શ૦ કોલમ્બો, કાન્ડી, ગેલી અને ત્રિંકોમાલી.

સ્ટ્રેઈટ્સ સેટલમેન્ટ્સ—એમાં પુલોપિનાંગ અથવા પ્રિન્સ ઑફ્ વેલ્સ ટાપુ ( મુ૦ શ૦ જ્યોર્જ ટાઉન), પ્રોવિન્સ વેલ્સલી, મલાક્કા, સિંગાપુર અને પીરક એટલા સમાયલા છે.

---

## (૨) દેશી રાજ્યો.

બંગાળાના તાબામાં—સિખ્ખિમ, કુચ બહાર, ટીપરા અને મણીપુર.

વાયવ્ય પ્રાંતોમાં—રામપુર અને દાઢવાલ.

પંજાબમાં—કાશ્મીર ( હાલ અંધેર ચાલવાને લીધે અંગ્રેજોએ પોતાના કબજામાં લીધું છે ), મુ૦ શ૦ શ્રીનગર ( શાલનાં કારખાનાં ) અને લેહ ; બાવલપુર, પતિઆળા વગેરે.

રજપુતાનામાં—(૧) જોધપુર અથવા મારવાડ, મુ૦ શ૦ જોધપુર; (૨) જેપુર, મુ૦ શ૦ જેપુર ; (૩) ઉદેપુર અથવા મેવાડ, મુ૦ શ૦ ઉદેપુર અને ચિતોડ ; (૪) શિરોહી. એમાં આબુ પર્વત છે, તે હવાનું ઠેકાણું છે, એમાં જૈન દહેરાં છે ; (૫) બીકાનેર ; (૬) જેસલમીર; (૭) ભરતપુર, મુ૦ શ૦ ભરતપુર.

મધ્ય હિંદ એજન્સિમાં—પૂર્વે, રેવા અને બુંદેલખંડ ; ઉત્તરે, ગ્વાલિયર અથવા સિંધિયાનું રાજ્ય, મુ૦ શ૦ ગ્વાલિયર, નીમચ, ઉજ્જન (માળવાનું મુખ્ય શેહેર) ; દક્ષિણે, ભોપાળ, મુ૦ શ૦ ભોપાળ, અને હોલ્કરનું રાજ્ય, મુ૦ શ૦ ઈંદોર અને મ્હો.

મધ્ય પ્રાંતોમાં—નિઝામનું રાજ્ય. એ સઘળાં દેશી રાજ્યોમાં મોટું છે. મુ૦ શ૦ હૈદરાબાદ, શિકંદ્રાબાદ, બોલારમ, ગોવળકોંડા, વરંગુળ, બીદર, ગુલબર્ગ (બ્રાહ્મણી રાજ્યની રાજધાની હતી), ઔરંગાબાદ (ગોદાવરી ઉપર) દોલતાબાદ.

મુંબઈ ઈલાકામાં—ખેરપુર, સિન્ધની ઈશાને; કચ્છ, મુ૦ શ૦ ભુજ અને માંડવી; ગુજરાત. એના પટામાં ગાયકવાડનું રાજ્ય, મુ૦ શ૦ વડોદરા અને ડીસા; કાઠીઆવાડ, મુ૦ શ૦ રાજકોટ, ભાવનગર, પોરબંદર, દ્વારકા (ગાયકવાડનું, યાત્રાનું સ્થળ); સોમનાથ, જૂનાગઢ (એમાં ગિર્નાર પર્વત છે, તેમાં જૈન દહેરાં છે). ખંભાત, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, વગેરે. મહારાષ્ટ્ર (મરેઠાઓના દેશ) માં કોલ્હાપુર, સાવંતવાડી અને જંજીરા.

મદ્રાસ ઈલાકામાં—મ્હેસૂર, મુ૦ શ૦ શ્રીરંગપટ્ટણ, બંગલુર. કોચીન, મુ૦ શ૦ ત્રિચુર. ત્રાવણકોર, મુ૦ શ૦ ત્રિવાન્દ્રમ, ક્વીલન.

---

## (૩) સ્વતંત્ર રાજ્યો.

નેપાળ—મુ૦ શ૦ ખટમંડુ, લલિતપટ્ટણ, મકવાનપુર (રણક્ષેત્ર). ભૂતાન—મુ૦ શ૦ પનાખા અને ટાસીસ્યુડન.

---

## (૪) પરદેશી રાજ્યો.

ફ્રેન્ચોના તાબામાં—ચંદ્રનગર, હુગ્લી નદી ઉપર; યેનોન, ગોદાવરીના મુખ આગળ; પોન્ડિચરી અને કેરિકલ, કોરોમાંડલ કિનારે, માહી, મલબાર કિનારે.

ફિરંગીઓના તાબામાં—ગોઆ, મલબાર કિનારે, દમ્મણ, મુંબઈની ઉત્તરે; દીવ, કાઠીઆવાડની દક્ષિણે.

---

# परचुरण जाणवाजोग हकीकत.

ખેતીની નિપજ—ઘઉં-વાયવ્ય પ્રાંતો અને પંજાબમાં. ચોખા-બંગાળામાં. બાજરી-દક્ષિણમાં. કપાસ-બંગાળા, આસામ, બ્રહ્મદેશ, નાગપુર અને વરાડમાં. ગળી-બંગાળામાં. અફીણ-બંગાળા, બહાર અને માળવામાં. બુંદ-નીલગિરિ ઉપર. ચહા—આસામમાં અને હિમાલય ઉપર. મરી, તજ, ગુંદર, નાળીએર—મલબાર કાંઠે અને લંકામાં. ઈમારતી લાકડું, મુખ્ય સાગ—મલબારનાં જંગલમાં.

ખનિજ પદાર્થો—લોહોખંડ અને કોલસા—બંગાળા અને જબલપુરમાં. હીરા સંભલપુર અને ગોવળકોંડામાં. મીઠું—સંભર સરોવરમાંથી નાકગેલું અને મુંબઈ અને મદ્રાસને કિનારે દરીઆના પાણીનું બનાવેછે. સિંધવની ખાણો—રજપૂતાનામાં અને પંજાબમાં.

મુખ્ય નદીઓ ઉપર શેહેરો—બ્રહ્મપુત્ર—લાસા. ગંગા—હરદ્વાર, ફરૂકાબાદ કહાનપુર, અલાહાબાદ, બનારસ, બકસર, પટના, મોંગીર, મુર્શિદાબાદ, હુગ્લી, કલકત્તા. જમના—દિલ્હી, મથુરા, આગ્રા. મહાનદી—સંભલપુર, કટક, જગન્નાથ. ગોદાવરી—નાશક, ઔરંગાબાદ. રાજમાહેન્દ્ર. કૃષ્ણા—મછુલીપટ્ટણ. કાવેરી—શ્રીરંગપટ્ટણ, ત્રિચિનોપલિ, તંજાવર. ઈરાવતી—આવા, પ્રોમ, રંગૂન. સિંધુ—અટક, ડેરા ઇસ્માલખાન, ડેરા ગાજીખાન, મિથુનકોટ, સક્કર, લારખાના, હૈદરાબાદ, કરાંચી. નર્મદા—જબલપુર, ભરૂચ. તાપી—બહાનપુર, સુરત. મહી—ખંભાત. સાબરમતી—અમદાવાદ.

યાત્રાનાં સ્થળો—ઉત્તરમાં બદ્રીનાથ (હરદ્વારની વાયવ્યે); પૂર્વમાં જગન્નાથ; દક્ષિણમાં સેતુબંદરામેશ્વર; પશ્ચિમમાં દ્વારિકા. એ સિવાય ગયા, કાશી, પ્રયાગ, ગોકુળ, મથુરા, હરદ્વાર, શ્રીનાથજી (મેવાડમાં; નાશક, ત્રંબક, અને પંઢરપુર; પાલીતાણા અને ગિર્નાર (કાઠીઆવાડમાં) અને આબુ પર્વત (એ ત્રણ જૈન લોકનાં); ગુજરાતની ઉત્તરે આરાસુરના પર્વતમાં અંબાજી.

હવા ખાવાનાં ઠેકાણાં—દારજીલિંગ (સિખિમની પાસે), સિમ્લા, મરી, આબુ પર્વત, મહાબલેશ્વર, નીલગિરિ.

કિનારાપરનાં શેહેરો—પશ્ચિમ કિનારે—કરાંચી, પોરબંદર, ગોઘા, ખંભાત, ભરૂચ, સુરત, મુંબઈ, રત્નાગિરિ, વિંગોર્લા, ગોઆ, કારવાડ, કૂમ્ટા, હોનાવાડ, મંગલૂર, કાનાનોર, કલિકટ, કોચિન, કવીલન. પૂર્વ કિનારે—ટ્રાંકવેબાર, કડલોર, પોન્ડિચરી, મદ્રાસ, મછુલીપટ્ટણ, જગન્નાથ, બાલાસોર, કલકત્તા, ચિતાગોંગ, અકિઆબ, રંગૂન, મોલમીન.



# कठण शब्दोनो कोश.

અકાળ મૃત્યુ = એકાએક મોત.
અખૂટ = ખૂટે નહિ એવું. [કરે એવો.
અગમચેતીવાળો = આગળથી વિચાર
અગ્રેસર = આગળ પડે એવો, મુખ્ય.
અથાગ = ઘણોજ.
અનાદર ક૦ = માનમરતબો ન રાખવો.
અન્યાય = ગેરઇન્સાફ.
અપુત્ર = છોકરા વગર.
અપ્રિય = અણગમતો.
અયોગ્ય = અઘટિત.
આણ વરતાવી = દુવાઈ ફેરવી.
આદિ કવિ = પહેલો કવિ.
આરોપ = તહોમત.
આશ્રય લીધો = હૂકમાં ભરાયો.
આજ્ઞા = હૂકમ.
એલચી = વકીલ.
એશઆરામ = મોજશોખ.
ઓલમાં મૂકવું = અમુક શરતો પળાય
ત્યાંસુધી સ્વાધીનમાં આપવું.
કારી = સખત.
કીનો = વેર.
કુમક = મદદ.
કુર્ગવાસી = કુર્ગનો રહેવાસી.
કુશળ = હોંશીઆર.
કૃત્ય = કામ.
કેર વરતાવ્યો = અતિશય જુલમ કર્યો.
જયસ્તંભ = કીર્તિનો થાંભલો.
તિરસ્કાર = ધિક્કાર.
ત્રાસદાયક = કમકમાટ ભરેલું.
દરિદ્રાવસ્થા = ગરીબાઈ.
દાસીપુત્ર = રાખેલીનો છોકરો.
દુર્દશા = માઠી અવસ્થા.
દુર્ભાગ્યે = નઠારે નસીબે.
ધજા = વાવટો.
નાબુદ કીધી = નાશ કીધી.
પદ્ધતિ = રીત. [મૂકવું.
પદભ્રષ્ટ ક૦ = ગાદી ઉપરથી ઉઠાડી
પદવી = દરજ્જો.
પરમ = ઘણી.
પરહેજ ક૦ = પકડવું.
પ્રતાપી = જબરો.
પ્રતિષ્ઠા = માન.
પ્રાચીન = અસલનું.
પૌત્ર = છોકરાનો છોકરો.
બારગિર = ઘોડેસ્વાર.
બાંહેધરી = જામીનગિરી.
બાળહત્યા = છોકરાંને મારી નાખવું.

ભૂમિદાહ ક૦ = દાટવું.
મદદનીશ = હાથ નીચેના.
મયૂરાસન = મોરના આકારનું તખ્ત.
માનવભોગ = જીવતા માણસને મારી
નાખી દેવને અર્પણ કરવું તે.
મારા = ખૂની. [હોય તે.
યુદ્ધ = લશ્કર જ્યારે ખરાં લડતાં
યોદ્ધો = લડવૈયો.
રણ = લડાઈનું મેદાન.
રાજ્યકર્તા = રાજ્ય કરનાર.
રાજ્યરક્ષક=રાજાની સગીર અવસ્થામાં
રાજ્યનો કારભાર કરનાર.
રાજ્યાભિષેક ક૦=તખ્તનશીન કરવું તે.
વરિષ્ઠ = સૌથી મોટી.
વાર્ષિક = દરવરસનું.
વિગ્રહ = બે અથવા વધારે પ્રજા માંહો-
માંહેની દુશ્મનાઈઓ હોય તે.
વિધિપૂર્વક = રીતસર.
વિષ = ઝેર.
વિષયી=લંપટ,રંડીબાજ. [ચલાવવું તે.
વ્યવસ્થા = અંધેર ટાળી રીતસર કામ
વૃદ્ધિ પામવી = વધતું જવું.
સગીર = કાચી ઉંમરનો.

સમર્થ = જબરો.
સમ્મતિ = કબૂલાત.
સમાન = સરખાં.
સર્વોપરી = સહુનો ઉપરી, શ્રેષ્ઠ.
સહનશીલ, સહિષ્ઠ } ખામોશાવાળો.
સહાય, સહાયતા } મદદ.
સાધનભૂત = કામનું.
સાનમાં મૂકવું = બોલમાં મૂકવું.
સાર્વજનિક=સઘળા લોકનું. [મિનાર.
સાહસિક = જોખમ ભરેલું કામ માથે
સેનાપતિ, સેનાધિપતિ } લશ્કરનો ઉપરી,સરદાર.
સંયોજન, સંયોજવું } જોડી દેવું.
સંહાર ક૦ = નાશ કરવું.
સ્થાયી = કાયમ.
સ્વાધીન ક૦ = આપી દેવું.
સ્વાધીનમાં લેવું = લઇલેવું.
હુડહડતો = કટ્ટો.
હાલહવાલ = અંધેર અવસ્થાવાળા.
હોલદીલ = ગાંડો.